સુરત શહેરના સમગ્ર વૈશ્નવ વણીક ગૃહસ્થોનો
સંસાર સુખમય કરવાની

# યોજના.

છપાવી પ્રસિદ્ધ કરનાર


**પરભુદાસ નાગરદાસ કીનારીવાળા.**

ટ્રેઝરી ઑફ એસેઝ, એરિથમેટિક ફૉર મીડલ સ્કુલ્સ,
અઘરા દાખલા વિગેરેના પ્રસિદ્ધ કરનાર.
લોક હિતેચ્છુ સભાના મેમ્બર.

ઠે૦ સૈયદપરા, બોરડીશેરી, ટાંકી પાસે
સુરત.



'જૈન વિજય' પ્રિન્ટીંગ પ્રેસ--સુરત.

૧૯૭૩નો આસો મહિનો. સને ૧૯૧૭ નવેમ્બર.

કીંમત અમુલ્ય.


ચોપડી બે વખત વાંચીને સાચવી રાખશો.



છપાવી પ્રસીદ્ધ કરનાર

પરભુદાસ નાગરદાસ કીનારીવાળા

પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું.

સૈયદપુરા ઓરડીશેરી, ટાંકી પાસે-સુરત.

છાપનાર

મૂળચંદ કસનદાસ કાપડીઆ

છાપવાનુ ઠેકાણું—

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસ લક્ષ્મીનારાયણની વાડી-સુર



# સુજ્ઞ વૈશ્નવ વણીક ગૃહસ્થો અને યુવકો !

**૧. સમજુએ સમજણમાં લેવા, બાળકના પણ બોલ,**
**સારૂં અસાર વિચાર કરીને, તેનો કરવો તોલ.**

૨. પ્રાણી માત્રના સુખને માટે સર્વ માણસે પોત પોતાની શક્તિ મુજબ કંઇ કંઇ પણ કરવું જોઇએ. એ વિચારથી આજ સુધી-માં મેં જે કાંઇ વાંચ્યું છે, સાંભળ્યું છે, અને અનુભવ્યું છે, તેની કેટલીક ટુંક નોંધ આ લઘુ પુસ્તકમાં આપી છે; તે વાંચી તેમાંથી સારાંશ લઇ મારા વણીક બંધુઓ પણ, પોતાની પ્રજાના સુખાર્થે જાગૃત થઇ મારી પ્રાર્થના અનુસાર કાંઇ પણ કરશો; એવી આશા રાખું છું.

૩. આ જમાનામાં ચાલતા "**દુઃખી સંસારને સુખી સંસાર** કેવી રીતે બનાવવો" એ વિષયપર મારા વિચારો દર્શાવી મારી ફરજ બજાવી જ્ઞાતિબંધુ તરીકેની જવાબદારીમાંથી હું મુક્ત થાઉં છું. સર્વ વણીક બંધુઓ પ્રાણી માત્રનું ભલું કરવામાં ઉપકાર ધર્મ માને છે, તે છતાં પોતાને, પોતાની પ્રજાને અને પોતાની જ્ઞાતિના માણસો ને દુઃખી થતાં–છતી આંખે, છતી બુદ્ધિએ અને છતી શક્તિએ–જોયા કરે છે અને તે દુઃખ દુર કરવાને પ્રયાસ કરતા માલુમ પડતા નથી, તેના કારણનો વિચાર કરતાં માલુમ પડે છે કે ઘણાં માણસોને એ દુઃખ દુર કેમ કરવું તેનો માર્ગ શોધવા જેટલી બુદ્ધિ નથી; અને જે કેટલાકમાં તે બુદ્ધિ છે, તેઓમાં જાહેર હિંમત નથી; અને જેઓમાં તેવી બુદ્ધિ અને જાહેર હિંમત છે તેઓ એકલે હાથે કાંઇ કરી શકતા થી. તેથી હાલના અનિયમિત સંસારના અસહ્ય દુઃખની વિત્ર લાગ-

સાથી ઉસ્કેરાઈ જઈ સંસાર બહાર થઇ જાય છે, અગર બીજાઓની માફક પોતે પણ દુઃખમાં ને દુઃખમાં પોતાની જીંદગી પુરી કરે છે.

૪. જે વિષય પર મેં આ પુસ્તક લખ્યું છે તે વિષય ઘણો ગંભીર અને મહત્વનો છે. એ વિષય પર અસરકારક લખવાનું કામ મોટા અનુભવિ, વિદ્વાન સાક્ષરનું છે, છતાં તેવા કોઇ સાક્ષરે મારા જેવા વિચારવાળી યોજના દર્શાવેલી મારા જાણવામાં આવી નથી, તેથી મેં મારી અલ્પ બુદ્ધિ અને અલ્પ અનુભવ પ્રમાણે આ પુસ્તકમાં આપણા લોકોના સંસારને સુખમય કરવાની યોજના જાહેર કરી છે. એ યોજના કે એવી બીજી કોઇ યોજના વેહેલા મોડા પણ સ્વિકાર્યા વિના છૂટકો નથી. જેમ પરદેશ ગમન-વિલાયત જવાની છૂટ્ટી આપવા માટે રા. બા. મહિપતરામ રૂપરામ, કરશનદાસ મુલજી, કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ વગેરે વિદ્વાનોએ જન-સમાજને ઘણો બોધ કર્યો છતાં તેમની હયાતીમાં આપણા હઠીલા, અજ્ઞાન, જુના વિચારવાળાઓએ તે છુટ્ટી આપી નહિ, પણ તે દેશ દાઝ જાણનારા વિદ્વાનો કકળતે કાળજે દેવલોક પામ્યા પછી આપણા હઠીલા લોકોએ પણ પરદેશ ગમનની રજા આપી-"વાર્યું ન કરે, પણ હાર્યું કરે" અને "રંડાયા પછી ડહાપણ આવે" તે કહેવત પ્રમાણે કર્યું છે.

૫. **જગતપિતા**-જે આખી સૃષ્ટિના ઉત્પન્ન કરનાર પ્રભુને આપણે જગતપિતા કહીએ છીએ તેણે પ્રાણી માત્રમાં આપણને સૌથી ઉત્તમ અવતાર આપ્યો છે. તેના નિયમ પ્રમાણે સૂર્ય, ચંદ્ર, પૃથ્વિ અને ગ્રહમંડળ ચાલે છે. કુદરત તેના નિયમનો ભંગ કરતી નથી. મનુષ્યને માટે પણ પરમેશ્વરે નીતિ નિયમો આપ્યા છે તે નીતિ-નિયમ, ધર્મશાસ્ત્ર-પ્રમાણે વર્તનાર માણસોને તે શાશ્વત

એટલે નિત્ય-હમેશ રહે એવું સુખ આપે છે; અને તે નિયમોનો ભંગ કરનાર મનુષ્યોને તેના કર્મ અનુસાર સુખ દુઃખ ભોગવવું પડે છે.

૬. **રાજ્યપિતા**–જગત પિતાથી ઉતરવા દરજ્જાનો પિતા–રાજા છે. જેને રાજા પિતા કહે છે, તે પોતાની પ્રજાના જાન માલનું રક્ષણ કરે છે; તે પોલીસ તથા લસ્કર રાખી બીજા રાજાઓના, બહાર વટીઆના અને લુંટારાના હુમલા સામે આપણો બચાવ અને રક્ષણ કરે છે, પ્રજાની માંહો માંહેની સુલેહ શાંતી સાચવે છે; રૈયતની આરોગ્યતા માટે કાળજી રાખી રોગ નિવારણ અર્થે ઇસ્પીતાલો અને મ્યુનિસિપાલીટી તથા કેળવણી માટે નિશાળો સ્થાપે છે. કોઇ કોઇના હક છીનવી લે નહિ અથવા પોતાની માલ મીલ્કત અને હકના ભોગવટામાં કોઇ આડે આવે નહિ તે માટે કાયદા કાનુનો બાંધે છે, અને તેનો ભંગ કરનારનો ઇન્સાફ કરી સજા કરે છે. દંડ, ફટકા, કેદ અને ફાંસી વગેરે શિક્ષાની બ્હીકથી પ્રજા સિદ્ધે માર્ગે ચાલે છે. આ પ્રમાણે રાજ્યપિતા પોતાની ફરજ બજાવી પ્રજાનું રક્ષણ કરે છે. છતાં **ધર્મજ્ઞાન વિનાની** કેળવણી પામેલા ઉજળા ઠગ, ધુતારા વિશ્વાસઘાતી, પ્રપંચી અને કાવાદાવા ખોરા દેખીતા સુધરેલા પુરૂષો અને સ્ત્રીઓ તરફનો ત્રાસ વધી પડ્યો છે, અને હાલના તાલ મેલીયા, વકલેદી અને પોકળ જ્ઞાનથી લોકોની આંતરિક સ્થીતિ બહુ કફોડી થઇ ગઈ છે.

૭. ત્રીજે નંબરે જન્મ આપનારા માતા પિતા પોતાનાં છોકરાં છૈયાંને ઘણીજ કાળજી રાખી નાનપણથી ઉછેરી, પાલણ પોષણ કરી, મોટાં કરી, સુખી થયેલાં જોવા માટે અથાગ કષ્ટ વેઠે છે, અને તેમને સુખી કરવા માટે બનતા પ્રયત્ન કરવામાં પાછી પાની કરતા નથી.

૮. ઉપર કહ્યા પ્રમાણે સર્વ શક્તિમાન જગતપિતા, રાજ્યપિતા અને જન્મ આપનારા માતા પિતા તરફના રક્ષણ અને કાળજી છતાં સંસારમાં મનુષ્યોને લાંબા વખતના સુખનો અનુભવ થતો નથી, તેથી સઘળા ગરીબ તથા તવંગર સ્ત્રી પુરૂષો કકળે છે કે:—"સંસારમાં સુખ નથી; સંસાર અસાર સંસાર છે; સંસારમાં કોઇ સુખી નથી; સંસાર દુઃખનો દરીઓ છે; પરણ્યા પીડાએ મરે છે અને કુંવારા કોડે મરે છે; વેવીસાળ તે વેરી સાલ થઇ પડયાં છે; સંસાર પ્રપંચી છે; સંસાર દુસ્તર છે; ગોળમાંથી ગળપણ ગયું અને સગામાંથી હેત ગયું; ડાહ્યો દીકરો દેશાવર ભોગવે અને ડાહી વહુ ચુલામાં પેસે: ભલાની દુનીઆ નથી; ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ છે; ઘેર ઘેર માટીના ચુલા છે "એટલે ઘેર ઘેર કજીયા–કંકાસથી બધાના કાળજાં બળ્યાં કરે છે."—આવા આવા ઉહાપોહના અનેક ઉદ્દગારો અનુભવિ સ્ત્રી, પુરૂષોને મોઢેથી નીકળતાં સાંભળીએ છઇએ. ઉપલા ઉદ્દગારો ઉપરથી આપણે ખાતરી પૂર્વક માનવું જોઇએ કે આપણા લોકોનો હાલનો સંસાર ઘણો દુઃખમય છે. કેટલાક મહાંત માણસો કદી આ ઉદ્દગારોને ઉપલકીઆ શબ્દોમાં ગણી કાઢતા હોય તેઓની ખાતરી માટે નીચે કેટલાક ગ્રંથકારોના અભિપ્રાય વિશેષમાં ટાંકયા છે. તેથી ખાતરી થશે કે આપણા સંસાર અને ગૃહસ્થાશ્રમને આપણા અજ્ઞાન માણસોએ હાથે કરીને બેદરકારીથી દુઃખરૂપી દરીઓ બનાવી મૂકયો છે. (૧) તે દુઃખ કેવા કેવા પ્રકારના છે તે. (૨) તે નીતિ ધર્મના શિક્ષણ તરફની આપણી બેદરકારીથી ઉત્પન્ન થયા છે તે. (૩) વર્ણાશ્રમની વિશાળ હદમાં રહેવાનું છોડી દઇને નાની નાની હદવાળી ન્યાતોના વડ કે વાડામાં ગોંધાઇ રહી ગુંગળાઇ મરવાથી નીપજ્યાં છે તે, અને (૪) તે વડ તોડી નાંખી મોટા સમુહવાળા સુનિયમથી સુવ્ય

વસ્થિત થનારા મંડળ સ્થાપી તેમાં દાખલ થવાની જરૂર છે, એ બધી વાતો **સમજવામાં** આવશે.

**૯. બાળ લગ્ન** નામના પુસ્તકમાં લખ્યું છે કેઃ—"આપણા દેશની પ્રાચિન સામાજીક ધર્મસ્થાપના અને વ્યવસ્થાને જગતના વિદ્વાન લોકો વખાણે છે. પણ તે **ધર્મસ્થાપના અને વ્યવસ્થાને** છોડી આડે રસ્તે જવાથી આપણા સંસારની હાલની સ્થીતિ કઢંગી અને શોક જનક થયેલી છે; અને આપણા લોકો અધમ અવસ્થાને પામતા જઇએ છઇએ. હજુ આપણા ધર્મ બંધનના મૂળ ઉંડા ઉતરેલા હોવાથી તેને વળગી ચાલવાથી છેક અધમ અવસ્થાને છેડે પહોંચવા અટકીશું. માટે આપણી ભવીષ્યની પ્રજાની ઉન્નતિ માટે બાળ લગ્ન વગેરે કેટલીક નઠારી રૂઢીઓને છોડવાની જરૂર છે.

લગ્ન વખતે દંપતિ ધર્મ (પતિ પત્નિની ફરજ) ની પ્રતિજ્ઞા લેવાની હોય છે તે વિદ્યા **સંપન્ન** અને પાકટ ઉમરે પહોંચેલા કરી શકે; હાલ તે પ્રતિજ્ઞાઓ થતી નથી; હાલના **લગ્ન ધર્મમાં** જોડાનારા વહુવરના જોડાં **લગ્નનો હેતુ** અને **પરસ્પરનો ધર્મ** શો છે તે સમજતા હોતા નથી. તેમને તો પશુઓની પેઠે વરમાળા રૂપી દોરડાથી બાંધવામાં આવે છે; ગોર મહારાજ ખરૂં ખોટું બબડી જાય છે, અને થોડીક ઉપલક ક્રીયાઓ કરીને લગ્નનું કાર્ય પુરૂં કરી દે છે. તેથી હાલનો પતિત થયેલો સંસાર બહુધા અનિષ્ટ વિચારો અને વિકારોને જન્મ આપે એવી અમર્યાદ વાતોથી ભરેલો દેખાય છે.

કેટલીક નાતોમાં **વરની** અને કેટલીક નાતોમાં **કન્યાની અછત** હોવાને લીધે તે ન્યાતવાળાઓ પોતાના બેટા બેટીના વેવીસાળની વહેલી વહેલી વેતરણ કરી મુકે છે; અર્થાત તેમ કરવાનો તેમને

જરૂર ફરજ પડે છે. હિંદુલોકોમાં નાની નાની ઘણી નાતોના વાડા કે તડ પડી જવાથી આવું દુઃખદાયક પરિણામ આવેલું છે, એક ખરાબીએ બીજી ખરાબીને જન્મ આપ્યો છે, અને બીજી ખરાબીએ ત્રીજીને જન્મ આપ્યો છે. જો આપણા લોકોએ નાતો છેક ટુંકી કરી નાંખી ન હોત અને છોકરા છોકરીને પરણાવવાની પસંદગીના **ક્ષેત્ર (નાત) મોટાં** હોત તો બાળપણમાં વિવાહ કરવાની કશી જરૂર રહેત નહિ. પણ નાતો નાની હોવાથી સમજુ માણસને પણ છોકરા છોકરીના લગ્ન નાનપણથી કરવાની જરૂર પડે છે તેને પરિણામે-અપક્વ વીર્ય અને અપક્વ રજથી ઉત્પન્ન થયેલાં છોકરાંને ઉત્સાહ, બળ, બુદ્ધિ, આગ્રહ, ઉદ્યોગ, નિયમ, નિગ્રહ, નિશ્ચય કે નીતિ વગરના જોઇએ છીએ. આનુ મૂળ કારણ-નાતોના નાનાનાના વાડા કે તડ છે.

૧૦. સંસ્કૃતિ પામેલા સઘળા વિદ્વાન તથા સમજુક માણસો 'બાળલગ્ન' ને ધિક્કારે છે. છતાં નાની નાની ન્યાતોના વાડામાં ગોંધાયલા હોવાથી-વર કે કન્યાની અછત તેમની ન્યાતમાં હોવાથી-પોતાના છોકરા છોકરીનો નાનપણથી વીવાહ સંબંધ બાંધવાની તેમને ફરજ પડે છે. છોકરો મોટી ઉમરનો થઇ જાય અને કન્યા મળે નહી તો કુમારો રહી જાય, તેથી તેમની આબરૂ હલકી ગણાય, એવી માન્યતા ઘણાં માણસોની હોવાથી વર કન્યાના **રૂપ, ગુણ, કુળ, બળ અને ઉમર** જોવાની જરૂર હોવા છતાં-**વર કન્યા પસંદ કરવાનુ ક્ષેત્ર** (ન્યાત) ઘણું નાનું હોય છે તેથી-**જેવો તેવો વર કે કન્યા** મળે તે કબુલ રાખવા પડે છે. અને તેથી છોકરાને માટે **હલકામાં હલકા** કુળની નીચમાં નીચ કુટુંબની, ઘોલ્લામાં ખાનારની, ધર્માદાનું અન્નખાનારની, ખરાબ સ્વભાવના માણસની, વ્યભિચારી સ્ત્રીની છોકરી જો કે રૂપમાં અને ગુણમાં કોલણ કે દુબળી જેવી ખોડ

ખાંપણવાળી હોય તો તેનો પણ ભાવ પુછાય છે અને **માંડવા** ખરચ કે ખાવાના તરીકે રૂ. ૨૦૦–૫૦૦થી ૨૦૦૦–૪૦૦૦ **સુધી** આપે છે. તેમજ ન્યાત નાની હોવાથી અગર **બહોળા સગપણને** લીધે છોકરીના લાયક ઘર અને વર મળતો નથી તેથી તેના મા બાપ મોટી થવા દે છે, પણ છેવટે "ખાટી કે કોહી છાસને ઉકરડે નાંખ" એ કહેવત પ્રમાણે **નીચ અને નઠારા સ્વભાવવાળા દુર્ગુણી કે કજોડ છોકરા** સાથે દેવી પડે છે. અને તેનું પરિણામ સેંકડે ૯૦ ટકા નઠારૂંજ આવે છે; એ પ્રમાણે ઠામ ઠામ થવાથી આપણો **સંસાર** ઘણો સન્તાપ જનક થઇ પડયો છે. લગ્ન સંબંધ આવી રીતે બંધાય છે, અને **પરચોરે કે બીજી ન્યાતમાં દેવાની બંધી હોય છે,** તેથી ન્યાતના છોકરા છોકરી ન્યાતમાંજ દેશે નહી તો કયાં જશે, એવો નિશ્ચય હોય છે. તેથી તેમજ ગુણ કે સ્વભાવની પરિક્ષા કર્યા વિના વીવાહ સંબંધ બંધાય છે, તેથી ઘણાં લોકો પોતાના છોકરાને ધર્મનું જ્ઞાન કે સંગીન કેળવણી આપવા માટે પુરતી કાળજી આપતા નથી, પણ માત્ર બહારનું ખોટું ડોળ અને ટાપટીપ રાખી જુઠું સાચુ ભેરવી વીવાહ સંબંધ કરવાનું કામ કાઢી લેતા થયા છે, તથા લોકોમાં **અનીતિ** અને **ઉપાધી** ઘણાં વધી ગયાં છે. તેનું વર્ણન આગળ આવશે.

**૧૧.** (ભામિની ભૂષણ પ્રથમાલંકાર)–આપણા લોકમાં છોકરાની મા ઘણી ખરી અભિમાની હોય છે. જ્યાંસૂધી તે છોકરાના લગ્ન થયા ન હોય ત્યાં સૂધી તે છોકરાના મા બાપ કન્યાના મા બાપને પ્રીતિ દેખાડે છે. અને પોતાના દુર્ગુણ અથવા ક્રુર સ્વભાવને તેમના આગળ પ્રગટ થવા દેતા નથી પણ સાલસાઇ અને ઉદાર વૃત્તિ દેખાડે છે. લગ્નનું કાર્ય ચાલતું હોય તે વખતે વર અને કન્યા, બંનેની બાજુના માણસો જો ઘણાં વિચારવાળાં તથા ડાહ્યાં હોય તો લઢાઇ થયા વિના

તે વર કન્યા પરણે છે અને જો એક બાજુના માણસો નઠારા સ્વભાવના હોય ત્યારે તો થોડો કંકાસ થાય છે, પણ જો બંન્ને બાજુના માણસો સરખા નીચ સ્વભાવના મળે છે, ત્યારે તો સર્વે લોકના જાણવામાં આવે એવો મોટો કલેશ થાય છે. છતાં લોક રૂઢી પ્રમાણે તે લગ્ન તો થઇ જાય છે. પણ સર્વના મન ખાટાં થઇને સંબંધ બંધાય છે, તેથી' જીવતા સુધી કજીઆ-કંકાસ વેઠે છે. સાધારણ રીતે એવું સ્થાન તો કવચિતજ નીકળે છે કે જેને ત્યાં લગ્નનો પ્રસંગ આવ્યો હોય ત્યારે વઢવાઢ થઇ ન હોય. કોઇ કોઇ પણ નિમિત્તથી કજીઆ થયા વિના રહેતા નથી. તેના પરિણામે જ્યારે તે કન્યા મોટી થઇ સાસરે રહે છે ત્યારે તેની નીચ કૂળની કે નઠારા સ્વભાવની સાસુ તથા નણંદ તેને અત્યંત દુઃખ દે છે. પણ જો વહુ પણ નીચ અને નઠારા સ્વભાવવાળા માણસની છોકરી હોય છે તો તે રોજ સાસરીઆ સાથે સીંગડા બાંધે છે એટલે લઢે છે; અને વળી તેનાં પીએરીઆં તેની વાહાર લઇ લઢવા આવે છે અને બન્ને પક્ષના વેવઇ વેવણો એક બીજા સાથે લઢી લોકોમાં તમાસો (ફજેતી) બતાવે છે, એક બીજા ઉપર ખોટા આરોપ મુકી પોગળ કાઢે છે. એક બીજાને વગોવી વગોવી ન્યાતમાં તથા લોકોમાં હલકા પાડે છે તેથી બંને પક્ષના છોકરા છોકરીને લેતાં દેતાં લોકો અચકાય છે. અને તેથી તેમનાં છોકરા મોટી ઉમરના થતા સુધી કુમાના રહે છે, તે જોઇ તેઓ અતિશય દુઃખી થાય છે. એથી ઉલટું જો વહુ સારા માણસની દીકરી હોય છે તો તેને અસહ્ય દુઃખ દેવા છતાં, તેણી તેના સાસરીઆની પ્રીતી મેળવવા માટે અનેક ઉપાય કરે છે, અને અનેક દુઃખ વેઠે છે. તેને સાસરીઆની ગમે તેવી અઘટીત આજ્ઞાનું પણ પાલણ કરવું પડે છે. ઘરમાં સઘળા પ્રકારનું વૈતરૂં તેણીની પાસે કરાવે છે

છતાં તેણીને કદી વખાણુનો એક શબ્દ પણ કહેવા નથી. તે ગરીબ વહુવારૂની તંદુરસ્તી કે સગવડની બીલકુલ દરકાર રાખતા નથી. તેણીના ધણીનો તેના ઉપરનો પ્રેમ તોડવા માટે મોટે ભાગે સાસુ નણંદ કારણ-ભૂત બને છે. લગ્ન પ્રસંગે વડી પાપડ ઓછાં પીરસ્યાં અને પાણી આવતા વાર લાગી, ગોરવ રીતસર આપ્યો નહિ, અને રીત ભાત પુરી કરી નહિ, એવી એવી વેવઇ વેવણુની કસુરો કાઢી તેના દંડ તરીકે, તે કુળવાન માબાપની છોકરી જે નવોઢા વહુ તરીકે આવી હોય છે તેને મેહેણાં ટોણાં મારી, તેમનું બુરૂં બોલી, તેણીનું કુમળું કાળજું બાળે છે. વહુના વાંક શોધી, તેમાં મીઠું મરચું ભભરાવી, વહુ વિરૂદ્ધ પુત્રના કાન ભંભેરી, વહુના સુખના મૂળીઆં ખોદી કાઢવામાં આવે છે. દંપતિ (ધણી ધણીઆણી) ના સુખના માર્ગમાં અનેક અંતરાયો ઇરાદા પૂર્વક નાંખવામાં આવે છે. નાત જાત અને નોકર ચાકરોમાં પણ તેને વગોવી હલકી પાડવામાં આવે છે. પોતે તેવાજ પ્રકારનો જુલમ સહન કરી મોટી થયેલી સાસુઓ અને સાસરે એવોજ ત્રાસ વેઠતી નણંદો પોતાની દયાજનક સ્થીતિ અને લાગણી ભૂલી જઇ, બીન અનુભવી, થોડું બોલનારી, સાંખી રહેનારી વહુવારૂને વીતાડવામાં બાકી રાખતી નથી. જે ન્યાતમાં **કન્યાની છત** હોય છે તેમાં વહુવારૂ માંદી પડે તો તે ઝટ મરે તો બીજી લાવીએ, એવું સંભળાવતાં પણ ત્રાસતા નથી. "વહુ તો બારણા પાછળની સાવરણી" "વહુ મોઇ અને ખાસડું ફાટયું" "વહુ મુઇ અને ઉંદરડી મુઇ" જેવુંજ ગણવામાં આવે છે, અને વહુવારૂની બળતી ચિતા (ચેહે) સામુંજ સ્મશાનમાં તેણીના વરના નવા સગપણના ચાંલ્લા કરવામાં આવે છે, તેમાં વધારે આબરૂ ગણે છે: આ દેખાવ જોઇ મરનાર વહુવારૂના બાપ તથા ભાઇ તથા સગા વહાલાંને કેવું દુઃખ થતું હશે તેનો વાંચનારે વિચાર કરી લેવો.

૧૨. જે ન્યાતમાં કન્યાની છત હોય છે તેમાં કદાચ વહુવારૂને સીમંત આવતા વાર લાગે છે તો હવે તેને છોકરાં થશે નહિ, એમ તેણી અને તેના સગાં વહાલાં માની બેસે છે, અને 'વાંઝણી,' 'પાખડો પાડો' વગેરે મહેણું અને હલકા શબ્દો બોલી, તેણીને ત્રાસ આપે છે, અને તેના પર બીજી વહુ લાવવાની બીક બતાવે છે, અગર બીજી વહુ (સોકય) પણ લાવે છે. તેથી સોકનું સાલ થાય છે, એટલે પછી તે સોકોના અને તેણીના ધણીના તથા ઘરનાં ઘણાં બુરા હાલ થાય છે. રાત દિવસ ઘરમાં કજીઆ કંકાસ થાય છે, લઢે છે અને તેને પરિણામે કેટલીક સ્ત્રીઓએ કુવા કે નદીમાં પડી આપઘાત કર્યાના ઘણાં દાખલા બન્યા છે. સીમંત નહિ આવેલી ઘણી ખરી સ્ત્રીઓ તેમના સાસરીઆ તરફના જુલમ અને મહેણાં ટૂંણાંથી કાયર થઇ કંટાળી જઇ સોકય આવવાની બીકથી જે તે પ્રકારે દહાડા રહેવાની કોશીસ કરે છે. તેના પરિણામે બાવા, ફકીર, ભુવા, જોશી, દોરા, દામણા, મંતર જંતર અને બાધા, આખડીનો આશ્રય લે છે, અને તેમ કરવાં **વ્યભીચાર** રૂપી દુરાચારમાં પણ ફસાઇ પડે છે.

૧૩. જે ન્યાતમાં **કન્યાની છત** ઘણી હોય છે તે ન્યાતમાં સ્ત્રીઓની સ્થીતિ ગુલામ અને પશુના જેવીજ હોય છે અને તે ન્યાતમાં વર વિક્રયની રીત એટલે વરને પહેરામણી આપવાની રીત હોય છે. તેથી એકની સાથે જરા વાંધો પડયો અગર ગમી નહીં કે તરત પેહેરામણીની લાલચે બીજી પરણુવા તૈયાર થાય છે. એકકી વખતે ત્રણ ધણીઆણી કરેલી એવા દાખલા મેં પોતે વાણીઆ અને બ્રાહ્મણની ન્યાતમાં અમદાવાદમાં જોયા હતા. કદાચ કોઇ ગૃહસ્થને ચાર પાંચ છોકરી હોય છે, તો તે પેહેરામણીની રકમો આપવામાં અને વેવાઇ જમાડવામાં તથા રીત ભાતો કરવામાં પૈસે ટકે ખાલી થઈ જાય છે.

૧૪. જે ન્યાતમાં **કન્યાની અછત** હોય છે તે નાતના લોકો સ્ત્રીઓ તરફની ઉપાધિથી ઘણાં હેરાન થાય છે, અનીતિ કરે છે, અગર રાત દિવસ પૈસા મેળવવા માટે વેતરાં થઇ મરે છે. નાતમાં કન્યાની અછત હોવાને લીધે પોતાના છોકરા માટે કન્યા મેળવવા સારૂ તેઓ અનેક જાતના કાવાદાવા અને ઢોંગ સોંગ કરે છે. પોતે ગરીબ હોય છતાં, **શ્રીમંત છઇએ** એમ બતાવવાની સઘળી જાતની તજવીજ અને વેશ કરે છે. પોતાને ઘેર ખાવા પીવાનું, તથા પેહેરવા ઓઢવાનું ઘણું સુખ છે, કામકાજ કરવાનું છે નહિ, કોઇ છોકરી દે તો તે વહુ વારૂને સુખ વૈભવ મળે તેમ છે, એવી માન્યતા ન્યાતના બીજા માણસોના મનપર ઠસાવવા સારૂ, ભાડુતી કામકાજ કરનારી, વાસણ કુસણ માંજનારી કે પાણી ભરનારી પણ રાખે છે. જરા પૈસે સુખી હોય તો નોકર ચાકર અને ગાડી ઘોડા રાખવાનો બીન ઉપયોગી ખરચ પણ વેઠે છે; ગજા ઉપરાંત ખરચ ખૂટણ કરવામાં પણ ઉદારવૃત્તિ રાખે છે; છોકરાં છૈયાંને દર દાગીના તથા ફેશનેબલ કપડાં પેહેરાવી ઉજળાં વાજળાં રાખી ફેરવે છે; ડોસા ડગરાંના મુઆ પાછળ ધારી દુધપાક, મગજ દુધપાકની ન્યાતો જમાડે, તે સાથે શાક પાન અને તેલ મશાળા હદ ઉપરાંત વધારે નાંખી ઉદાર વૃત્તિના અને શ્રીમંતમાં ખપવા સારૂ અયોગ્ય ખરચ કરી મરજી વિરૂદ્ધ દોઢા બમણાં ખરચ કરી નાખે છે. વરશી ૬ માસીએ બ્રાહ્મણની ન્યાત તથા સગાંવાહાલાંને જમાડે છે- તેવો પ્રસંગ ન હોય તો છોકરાની વરશગાંઠને દીવસે મોટું ટાણું લઇ બેસે, અગર શ્રાધ સમચરી કે વૃત્ત, ઉધાપન કરીને પણ સગા સંબંધી અને બ્રાહ્મણોને જમાડી કીર્તિ મેળવવાનો લાગ સાંધે છે. હરકોઇ પ્રકારે સારા સુખી અને શ્રીમંત બતાવવાની કોશીશ કરી મહા ભારત મહેનત, યત્ન, તજવીજ

સાચા જુઠી, ઢોંગ સોંગ, હાજીહા, ખોટો ખરચ તથા બીજાઓની ખુશામત કરી વગ સગ કે ભલામણો કરી, કરાવી પોતાના છોકરા માટે જેવી તેવી કન્યા પણ સ્વિકારે છે. આટલું છતા પણ જો કન્યા મળવાની મુશ્કેલી પડે છે તો કોઈ નીચ મા બાપને માંડવા ખરચ કે ખાવાના રૂપીઆ આપીને પણ પોતાનાં છોકરાં માટે કન્યા લાવી કૃત કૃતાર્થ થએલાં સમજે છે. અને જો તે ગૃહસ્થને બીજા કુમારા છોકરા હોય છે તો પેહેલા છોકરાના મોં બોલ્યા વિવાહ થાય છે ત્યારથી તેની વહુને મહિનામાં બએ ચચ્ચાર વખત જમવા તેડે છે. રીત ભાતમાં હોંસના લુગડાં વગેરે ન્યાતિ રીવાજ કરતાં પણ વધારે કિંમતના કરે છે અને હોંશિલા કહેવડાવી બીજા છોકરા માટે કન્યા મેળવવાનો પ્રયાસ જારી રાખે છે. પેહેલા છોકરાના લગન વખતે ધામ ધુમથી વરઘોડા તથા જમણવારો કરે છે. જમણવાર જેમ બને તેમ ઉત્તમ પ્રકારની કરવામાં પાછળ પડતા નથી. (આ પ્રમાણે દેખાદેખી ઘણાં માણસો કરે છે અને તેથી એક રીવાજ જેવું થઇ પડે છે અને ગરીબો પણ તણાઇ તણાઇને ખરચ કરે છે.) વહુ ઘેર આવે તેના ઉપર બહુ પ્રીતિ દેખાડે છે અને કંઇ કામ સોંપતા નથી તેમજ એક પણ બોલ કે ઠપકો કહેવાની હિંમત ધરતા નથી, એવી બીકથી કે રખેને વહુ બહાર વગોણું કરશે તો બીજા છોકરાને કન્યા મળશે નહિ, "એક લાવે સૌ, પણ બીજી લાવે વહુ" એટલે એક વહુને સુખ આપ્યું હોય તો તે બહાર વાહવાહ બોલે એટલે બીજા છોકરાને ઝટ કન્યા મળે. એવી માન્યતા લોકોના મનમાં ઠસેલી હોવાથી પહેલી વહુને તેઓ ખસ કહી શકતા નથી. અગર કામ કાજ સોંપી શકતા નથી; પણ તેણીને તેની નજરમાં આવે તે પ્રમાણે જવા આવવા તથા ફરવા હરવાની અને ખાવા પીવા તથા પેહેરવા ઓઢ-

વાની છુટ આપે છે, એટલુંજ નહિ પણ જે કોઇ નવી જાતના કપડા કે દાગીના મળે તે લાવી આપી તેને ખુશ રાખવાની તજવીજ સાચવ્યા કરે છે. આવી રીતે નાનપણથી સાસરીઆનો ધાક ખાઇ ગએલી, મા બાપ અને ધણીની ચઢાવેલી, વહુવારૂ દીન પરદીન સ્વચ્છંદી થતી જાય છે અને હું શ્રીમંતની વહુ છું એવો ફાંકો તેના મનમાં આવવાથી તેણી દીન પરદીન વધારે ગર્વિષ્ટ (અભિમાની) થતી જાય છે; સેજ સાજમાં નાજુકાઇ બતાવે છે અને બીજાઓને તુચ્છ ગણેછે. જો તેણી સારા મા બાપની દીકરી અને સેજસાજ ભણેલી હોય છે તો તેનામાં થેડા અવગુણો વધે છે પણ નીચ અને નઠારા સ્વભાવવાળાની છોકરી તે હોય છે અને નઠારા તથા મૂર્ખ બૈરાની સોબતમાં ઉછરેલી કે બેસનારી હોય છે તો તે ઘરમાં અને બહાર બીજા સાથે તુંકારાતુંકારા બોલે છે. બીજી સાધવી સ્ત્રીઓ માટે ખોટી ગપ ગુલબાન ઉડાવીને હલકી પાડે છે અને પોતે કમજાતનો કકડો હોવા છતાં સજ્જન અને ડાહી ડમરી કહેવડાવવાનો યત્ન કરે છે, ઘેરઘેર સગા વહાલામાં વિરોધ કરાવી, લઢાવી મારનારી ઘણી ચંડાળણી હોય છે. પોતે બીજાને ફાવે તેમ કહે ' અને બીજા તેને કંઇ કહેતો ન સાંખી શકે નહિ અને સેહેજ કારણ સર એકદમ લઢી પડે છે, અને ઘણાં દીવસની પ્રીતિ તથા ઉપકારને ભૂલી જઇ વેર બાંધે છે. લોક મર્યાદા, કુળ મર્યાદા મુકી જાહેર રીતે લોકોની સન્મુખ, ઘરમાં અને બહાર મોટો વિરોધ બતાવી સામા (સાસુ, સસરા, નણંદ વગેરે) નો સહેજ અપરાધ હોય તો પણ જુઠું બોલી તેમનો ઘણો મોટો અપરાધ જણાવે છે. ઘરનાં ખરાં ખોટાં છિદ્ર બીજાના આગળ પ્રગટ કરે છે અને લોક આગળ પોતાને નિરપરાધી જણાવે છે; અને તેના જેવી

બીજી નીચ સ્વભાવની સ્ત્રીઓ પણ તેના આ નઠારાં આચરણને ટેકો આપે છે, કેટલાક હૈયાફુટાં માંણસો બંન્ને પક્ષની બધી વાત સાંભળ્યા વિના એકતરફી હુકમનામુ પણ કરી નાંખે છે. 'જેની ઘંટીએ બેસીએ તેના ગીત ગાઇએ' એ કહેવત પ્રમાણે તેની હા એ હા કહે છે અને ચઢાવી લઢાઈ વધારે છે. "લઢાઈ લગે તો પેસા દઉં" એ કહેવત પ્રમાણે કરે છે. તેથી તેના સાસુ, સસરા, ધણી, નણંદ વગેરે સારા સ્વભાવના હોય છે તોપણ તેમની દોરંગી દુનીયામાં અપકીર્તિ થાય છે. તે સાંભળી તેઓ ઘણોજ ખેદ પામે છે. આવા ઘરમાં વહુઓ દીન પર દીન આળસુ થતી જાય છે, અને ઘરના કામને વેઠ જેવું સંમજી ક્રોધે ભરાય છે, અને કાંઇ કામ કરવું પડે તો વાંધા સાંધા પાડી લઢે વઢે અગર માંદી પડયાનો ઢોંગ કરે છે. તેણી આળસુ થઇ બેઠીખાઉ થઇ જાય છે. એક જગ્યાએથી ઉઠી બીજી જગ્યાથી પાણીનો લોટો સરખો ભરી લાવતાં તાવ આવે છે, બેસી સુઇને સઘળો વખત ગાળે છે, તેથી પેટમાં વાયુ અને મેદ વધે છે, તથા શરીરે ફુલી જાય છે. તેથી દેખાવમાં સુખી દેખાય છે ખરી, પણ બીલકુલ ખોરાક પચતો નથી, તેથી ઘણાં પ્રકારના રોગની ભોગ થઇ પડે છે, અને દરરોજ વૈદ્ય ડાકટરને બોલાવવા પડે છે, અગર સીસીઓ લઇને રોજ ડાકટરોને ત્યાં જાય છે. એવી ઘણી સ્ત્રીઓને આપણે જોઇએ છઇએ. આ પ્રમાણે દેખીતી ડાહી અને ચતુર પણ ચીબાવળી સ્ત્રીઓના સંતાન પણ રોગીષ્ટ જન્મે છે, તેઓ પણ આખી જીંદગી સુધી શરીર સંપત્તિનું સુખ ભોગવતા નથી. અને વ્યાધિ વધવાથી ઘરના બીજા મનુષ્યોને બોજા રૂપ થઇ પડે છે. (યુવાવસ્થાના શિક્ષકમાં)-દરેક શેરી કે મોહોલ્લામાં સ્ત્રી સરદાર-કાગડી કર્કશા સ્ત્રીઓની ટોળી હોય છે, જેમાં મુખ્યત્વે કરીને ઘરડા કે નબળા

પુરૂષોની જુવાન અને છોકરાં વીનાની નવરી સ્ત્રીઓ હોય છે. સાંઢ જેવી સ્ત્રીઓ પાડોશીની જુવાન વહુઓને પોતાનો મંત્ર ઉપદેશ કરી ધણીને ધમકાવવાં, તથા ધણીના કામમાં માથુ મારવાં શીખવે છે, અને એવી વહુ વારૂઓએ પુરૂષો પર દાબ કેમ રાખવો તે પણ શીખવે છે. તેઓ લોકોની ખરી ખોટી વાતો કરી ભલા માણસોને ફજેત કરે છે; એવી રીતે જન મંડળને ઘણો ત્રાસ આપે છે. આવી ચઢેલી સ્ત્રીઓને તાબે થઇ વર્તનારા ઘણા પુરૂષો જોવામાં આવે છે. તેઓ સ્ત્રીઓના ઉના ઓછા બોલ અને કજીઆ કંકાસથી હારી જઇ સ્ત્રીઓના નચાવ્યા નાચે છે અને તેમની હા એ હા કહી મુંગે મોંઢે માર ખાયા કરે છે, તેથી તેમની ફજેતી બહાર દેખાતી નથી; પણ અંદર ખાનેથી તેઓ આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘણાંજ દબાઇ ગયલા હોય છે. આવા માણસો ઝાઝા હોવાથી દુનીઆ દેખીતી સુખી દેખાય છે પણ અંદર ખાનેથી જોવતાં તેઓનો સંસાર ખરેખરો દુઃખ દાયક હોય છે. આપણી ગાંડી ગુજરાતની આ સ્થીતિ છે.

**૧૫.** ઉપર્યુકત ખરા કે ખોટા ઢોંગી શ્રીમંતના ઘરનાંઐરાં તથા છોકરાં પૈસાના મદથી છકેલ હોય છે; તેઓ આગળ પાછળનો વિચાર કર્યા વિના મોજ શોખમાં પડી અભિમાની અને આળસુ થઇ દુનીઆને આંજી નાંખે છે; તેઓનું અનુકરણ બીજા કરે છે, અને દુઃખી થાય છે તે એટલે સુધી કે પાછળથી તેમને રહેવા માટે ઘરબાર. કે રાંધવા ખાવાના વાસણ કુસણ પણ તેમની પાસે રહેતા નથી. **સાચું સ્વર્ગ** નામના પુસ્તકમાં એક શ્રીમંતના કુટુંબપર શ્રીમંતાઇની ભુલોથી પડેલી આપત્તિનું ચિત્ર આપેલું છે તે જરૂર વાંચી જુઓ.) બીજા ખોટા આડંબરવાળાનું અનુકરણ

કરી પોતે પણ ઉજળા વાજળા દેખાવા માટે, મોટામાં ખપવા સારૂ કે મોટાની સોબતમાં દાખલ થવા સારૂ હાલ ઠામ ઠામ ગરીબ અને સાધારણ સ્થીતિના મનુષ્યના છોકરા પણ થોડું ઇંગ્રેજી શીખે એટલે તેમને-અપ-ટુ-ડેટ ફેશનના લુગડાં, કોલર, નેકટાઇ, બુટ, સ્ટિોકીંગ, હેંડકરચીફ, ઘડીઆળ, સેન્ટ વગેરે વાપરવા જોઇએ છે, અને તે માટે તેમના માબાપને સંતાપી તે લેવા માટે પૈસા આપે ત્યારે ઝંપે છે. મેલા ઘેલા દેખાયતો કંજુસમાં ખપીએ અને કોઇ કન્યા દે નહિ, એવી બ્હીકથી તેમના મા બાપ પણ તેઓ માંગે તેવા કપડા વગેરે પેહેરી ફાવે તેવા વેશ બીજાની માફક કરવા દે છે. દેખા દેખી ફેશન વધી ગઇ છે. આમ સ્ત્રીઓ અને છોકરાઓ મોટા લોકોના મંડળમાં ઘુસવાનો પ્રયત્ન કરે છે. પરિણામે તેઓ વંઠી જાય છે અને તેમનાં માબાપને ગણકારતા નથીં, અને તેમને ઉલટાં જંગલી જેવા સમજે છે. અને સામું બોલે છે. (લઘુ લેખ માળામાં) વિદુષી મીસીસ એની બેસન્ટના-'ગૃહસ્થાશ્રમ'-વિશેના ઇંગ્રેજી લેખના અનુવાદમાં લખ્યું છે કે:-'હવે પુત્રો પણ ઘણે ભાગે મગરૂર, ઉદ્ધત અને અવિનયી જણાય છે. તેઓ પોતાને મળેલા અલ્પ જ્ઞાનને બહુજ મહત્વનું માની પોતાને એક અનિયંત્રીત રાજા તુલ્ય લેખે છે, અને પિતા તરફ ભક્તિ બતાવવાને બદલે, અને તેની આજ્ઞાનુસાર વર્તવાને બદલે પોતાની સ્વેચ્છા પ્રમાણે ચાલે છે. આ રીતે પુત્રો કૃતઘ્નો નીવડે છે. પૂર્વના વખતમાં પુત્રો પિતાના વચનને પ્રથમ સાંભળતા પણ હાલતો તે વચનનું કારણ પુછવાને તેઓ તત્પર થાય છે, પણ જો ઉચ્ચ ભાવના ફરીથી જાગૃત કરવી હોય તો પુત્રોએ પણ પિતાની ઉમર, અનુભવ, વિશેષ જ્ઞાન વગેરે ધ્યાનમાં લઇ તેમના વચનને માન આપતાં શીખવું જોઇએ. આમ જયારે થશે ત્યારેજ વિરોધ અને

દિલસોજીના અભાવને બદલે **શાંતી** અને પ્રેમ ઘરસંસારમાં **ફરીથી** પ્રસરશે." ઘણાં યુવકો માતાના પ્રેમ, દિલસોજી, સ્વાર્થભોગ, અને તેમના હિત તરફની તેમની અનન્ય કાળજી, આ સર્વને લેખામાં ગણતા નથી, પણ જ્યારે માતા મરણ પામે અને બીજું કોઇ ન હોય ત્યારેજ માતાના ખરા પ્રેમની કીંમત તેઓને જણાય છે; અને માતાનું હેત સાંભરી આવે છે." "માતાઓ કેળવાયલી હોતી નથી અને તેથી પોતાના કેળવાયલા પુત્રોની ઇચ્છાઓ અને તરંગો સાથે દિલસોજી દર્શાવી શકે નહિ, તેથી ભવિષ્યમાં પુત્રો પોતાની માતા તરફ હાલના જેવા ભક્તિભાવથી જોશે કે કેમ, તે એક મોટો **પ્રશ્ન** છે. આ પ્રશ્નને લીધે ઉત્પન્ન થતો **ભય** દુર કરવા માટે એકજ સબળ ઉપાય છે. અને તે એ છે કે, **સ્ત્રીઓની અજ્ઞાન દશા દુર કરવી** અને તેમને **દીર્ઘ દ્રષ્ટીવાળી** કરવી, અને આ સારૂ તેમને નાનપણથી કેળવવાની જરૂર છે."—"સ્ત્રીઓ પતિને દેવ તરીકે માનતી, તે ભક્તિ હાલ જોવામાં આવતી નથી. અને બીજી બાજુ તપાસીએ તો પુરૂષોનો પ્રેમ પતિ તરફ પણ બહુજ જુજ પ્રમાણમાં દેખાય છે." જે માબાપ અનેક કષ્ટ વેઠી પોતાનાં છોકરાં છૈયાંને ઉછેરી મોટાં કરે છે, તેમના ઉદ્ધત છોકરા આ જમાનામાં પોતાના માબાપ તરફ કૃતઘ્ની નીવડે છે અને તેમનું અપમાન કરી કેવાં કડવાં વેણ કહે છે તેનો નમુનો જોવો હોય તો "**ભામિની ભૂષણ**" પ્રથમાલંકારમાં—કૃષ્ણદાસે તેની મા સાંકળીડોશીને કેવી ધમકાવી હતી અને કેવાં વચનો કહ્યાં હતાં તે વાંચો.

'**ભામિનીભૂષણ**' પ્રથમ અલંકારમાં કહેલું છે કેઃ— ઘણી જગ્યાએ તો એવું જોવામાં આવે છે કે બુદ્ધિવાન પતિ પણ પોતાની સ્ત્રીમાં આશક્ત એટલે અગાધ પ્રીતિવાળો થયેલો હોવાથી

તેની સ્ત્રી તેને જે જે વચન કહે છે તેને તે સાચાંજ માને છે અને પોતાની સ્ત્રીના અવગુણ પોતે જોતો નથી, અને જો કોઇ તેની સ્ત્રીના અવગુણ તેને કહે તો તે માનતો નથી. એવા પતિને મળેલી દુષ્ટ સ્વભાવની સ્ત્રીઓ **સ્ત્રિચરિત્ર** લગાડીને તે ધણીને રોજ એકાંતમાં અનેક રીતે સાચું જુઠું ઉમેરી તેની સાસુ, નણંદ અગર દેરાણી જેઠાણી વિશે વિરૂદ્ધ વાતો કહીને તે પતિને ભમાવીને ભૂત કરે છે; અને તેણીને તેની સાસુ વગેરે અતિશય દુઃખ તથા મેહેણાં ઓઠાં મારી રોજ આખો દીવસ સતાવ્યા કરે છે એવું જુઠું તેના મનમાં ઠસાવી દે છે. તેથી તે પતિ કાચી અક્કલનો હોય છે તો તરત તે જુઠાં વચનોને પણ સાચાં માની જન્મ આપનાર માતાપિતાને પડતાં મુકી, તે સ્ત્રી સાથે જુદો રહે છે, અને તેમના ઘડપણમાં પણ તેમનો ભાવ પુછતો નથી. પેલી દુષ્ટ પત્નિ જો પોતાના ધારણામાં ફાવતી નથી તો છેવટે દીઅર કે જેઠે મારી મશ્કરી કરી અને દાનત બગાડી એવો આરોપ મુકતાં પણ અચકાતી નથી. અને જેમ તેમ કરી ધણીને સાસુ, સસરા, દીએર, જેઠ વગેરેથી જુદો રખાવે ત્યારે ઝંપે છે.

**૧૬.** વર્ણાશ્રમના અખંડ અંગને ભાંગી તોડી આપણા લોકોએ નાની નાની નાતો કરી, અને તેમાં પણ જુદા જુદા તડ પાડી નાના નાના વાડા બાંધી દીધા, તેથી ઘણી ન્યાતોમાં વરકન્યાની અછત પડવા લાગી, તેને પરિણામે આપણા સંસારમાં **કન્યાની છત**વાળી નાતોમાં સ્ત્રીઓ તથા તેના પીએરીઆં ઘણાં દુઃખી છે; અને જે નાતોમાં **કન્યાની અછત** હોય છે ને નાતની સ્ત્રીઓ ઘણી ચઢી ગએલી હોવાથી મરદોને વેઠરૂપ થઈ પડી છે, છતાં તેવી કન્યા મેળવવા માટે પણ પૈસા તરફના લખલૂંટ ખરચના બોજા તળે પુરૂષોને દાબ્યા

દીધા છે, અને અનેક ઉપાધિથી અધમ અવસ્થામાં આણી મુક્યા છે. તેનું વર્ણન આપ્યું છે તેની પુષ્ટિમાં બીજા ગ્રંથોમાં આપેલી હકીકત ટુંકાણમાં હવે પછી આપી છે, તે વાંચવાથી શાં શાં કારણથી આપણો સંસાર ક્લેશમય અને દુઃખદાયક થઇ પડ્યો છે તે વિશેષ સમજાશે.

**૧૭. "ગૃહસ્થાશ્રમ"** નામના પુસ્તકમાં લખ્યું છે કેઃ—'હાલના ગૃહસ્થાશ્રમનું સ્વરૂપ જોતાં તેમાં તદ્દન સડો પેસી ગયેલો લાગે છે; અને તેનાથી સદા દૂર રહેલું એવું કેટલાક મનુષ્યો આજકાલ માને છે. ગૃહસ્થાશ્રમી દંપતીઓમાં જે પરસ્પરનો પ્રેમ જોઇએ તેને બદલે એક બીજાના દીલ ઉંચા હોય છે. અરે કેટલેક ઠેકાણે તો એ પ્રેમને બદલે ઢીક, મુક્કી, લાત વગેરેના પડઘા પડતા દંપતીઓમાં જણાય છે. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમ એટલી બધી દુર્દશાને પામ્યો છે કે તેનું વર્ણન પણ પુરેપુરૂં થઇ શકતું નથી.' 'આધુનીક ગૃહસ્થાશ્રમનું અવલોકન કરતાં તેમાં **સેંકડે નેવું ટકા** દુઃખજ જોવામાં આવે છે.'

**૧૮. 'ટુંકી વાર્તા' ભાગ ૨** માં લખ્યું છે કેઃ—જે ગૃહસ્થાશ્રમને **મનુ** મહારાજે સૌથી શ્રેષ્ઠ આશ્રમ દર્શાવ્યો છે તેની આજે કેવી ખેદ-જનક અવસ્થા છે? સુખ પ્રાપ્ત થવાની ઇચ્છાથીજ લોકો ગૃહસ્થાશ્રમી બને છે. પરંતુ શોકની વાત છે કે ઘણાંખરાઓને આજકાલ ગૃહસ્થા-શ્રમમાં **સુખને બદલે દુઃખજ** અધિક પ્રાપ્ત થાય છે. ઘણાંખરા ગૃહસ્થો દુઃખના ભારથી દબાયલા છે. આમ હોવાનું કારણ શું? આનું ખાસ કારણ એ છે કે ઘરને સુખમય બનાવવા એ ગૃહલક્ષ્મીઓ (સ્ત્રીઓ) ના હાથમાં છે. તે સ્ત્રીઓની દશાજ સર્વથી શોચનીય છે. તેમાંની ઘણી ખરી સ્ત્રીઓ આજે કઠિણ–હૃદયવાળી, ઘરકામમાં આવડત વિનાની અને ખરાબ સ્વભાવની દેખાય છે. અને તેથી હિંદુ

સંસાર જ્યાં ત્યાં **નરક તુલ્ય** (!) બની રહ્યો છે. એક સમયે જે ઘરોમાં સ્વર્ગ સુખનો ઉપભોગ થયા કરતો હતો તેજ ઘરોમાં આજે નરકની પીડા પ્રસરી રહી છે! કોઇ પોતાની સ્ત્રીના કર્કશ સ્વભાવ અગર તો મૂર્ખતાને લીધે શોક કરે છે, તો કોઇ પુત્ર વધુ (છોરાનીવહુ) ના કલહ કંકાસકારી સ્વભાવના દુઃખને રડે છે. કોઇ માતાને પોતાની સ્ત્રી સાથે કઠોર વ્યવહાર રાખનારી કહે છે, તો કોઇ પોતાની તથા બંધુની સ્ત્રીના પરસ્પરના કલહ કંકાસને લીધે, કે કાંતો નણંદ ભોજાઇ ના પરસ્પરના દ્વેષ ભાવને લીધે દુઃખી છે! આ સઘળું સાથી બને છે? કારણ ફક્ત એટલુંજ છે કે **સ્ત્રીઓને તેમની બાલ્યાવસ્થામાંજ ઉપયોગી શિક્ષણ આપવામાં આવતું નથી; તેમના સ્વભાવને કેળવવાને, તેમજ તેમના ચારિત્રોનું સંગઠન કરવાને યત્ન કરવામાં આવતો નથી** વગેરે. એજ પુસ્તકના ૩૦ મે પાને કૃષ્ણલાલે કહ્યું છે કે-"પાઠકો! મ્હારી નવી ભાભી જેવી સ્ત્રીઓ બહુધા હિંદુ કુટુંબોમાં નજરે પડે છે. આનું મુખ્ય કારણ એ છે કે **કેળવણીનો આપણા કુંટુબોમાં અતિશય અભાવ છે.** આપણા કુટુંબોમાંની કુટીલ સ્ત્રીઓએજ આપણા સંસારિક આનંદમાં અગ્નિ સળગાવી દીધો છે. આવશ્યક **ધાર્મિક** તથા **નૈતિક** તેમજ **વ્યવહારિક કેળવણી સિવાય આપણી સ્ત્રી સમાજની દશા કદી સુધરે તેમ નથી.**

**૧૯. "પરણીને સાસરે જતી પુત્રીને માની શીખામણ"** નામની ચોપડીને છેલ્લે પાને લખ્યું છે કે-"હાલના આપણા સંસારમાં બે **વિલક્ષણ** અને **વિષમ** વાતો હું **સર્વ** ઠેકાણે જોઉં છું. **સંસારના** બે ભાગ પાડીએ તો એક વર્ગમાં (અભણોમાં) અજ્ઞાન, અંધકાર અને

કલેશજ નજરે પડે છે. બીજો વર્ગ જે ભણેલો બહારના ભપકાથી બેશક આંજી નાંખે એવો છે તેમાં પણ અંદરથી સડો છે, ગૃહસ્થાઈ નથી પણ ગર્વિષ્ટપણું (અભિમાન) છે. સાદાઇ નથી પણ આછકડાઇ છે. સ્વાભાવિકપણું નથી પણ કૃત્રિમપણું (બનાવટીપણું-ઢોંગીપણું) છે. એ બંને વર્ગના સ્ત્રીપુરૂષોએ તેમના **પુત્રપુત્રીઓના હૃદયમાં ગૃહસંસારને સુખદાયક બનાવનાર ભાવનું બીજ રોપેલું ન હોવાથી આજે આપણો સંસાર કલેશકારક થઇ પડયો છે!!** ઉપર ભણેલાં વર્ગમાં જે ગર્વિષ્ટપણું હોવાનું કહ્યું છે તે સર્વદા પાપનું મુળ છે. તે માટે વૈદ્યકલ્પતરૂના ૨૧ મા પુસ્તકના ૮ મા અંકમાં નીચે પ્રમાણે લખેલું છે—" આ પૃથ્વિમાં જેટલાં પાપનાં, અનીતિનાં અને જુલમનાં કૃત્યો થાય છે તેનું મૂળ, **તુલસીદાસજીના** કહેવા પ્રમાણે **અભિમાન** છે. અભિમાન એટલે સ્વાર્થપણું, એકલપેટાપણું સ્વાર્થલંપટતા કે બીજાના સ્વાર્થની કીંવા હકની બેદરકારી; અને આ એકજ દુર્ગુણથી દુનીઆની અંદરના સ્વાર્થી અધમ લોકો પરમાત્માની આ પવિત્ર દુનીઆને ભ્રષ્ટ કરી રહ્યા છે; જુલમ અને પાપનાં કાળાં કર્મો કરી રહ્યા છે! ઘરમાં અભિમાન, કુટુંબમાં અભિમાન, કોમ કોમમાં અભિમાન, રાજ્યોમાં અભિમાન, જ્યાં જુઓ ત્યાં અભિમાનનુંજ રાજ્ય ચાલી રહ્યું છે. અને પૃથ્વિ ઉપર જેટલો કલેશ જોવામાં આવે છે તેનું મૂળ આ અભિમાનમાંજ છે, ભાઇ ભાઇઓનાં સ્વાર્થને લૂંટે છે, ભાગીદાર ભાગીદારોનું ખાઇ જવા તાકે છે, રાજાઓ રૈયતના સ્વાર્થથી પોતાના સ્વાર્થને જુદો પાડી અભિમાની બને છે. એક દેશની પ્રજા બીજા દેશોની પ્રજાઓને સ્વાહા કરવાની સ્વાર્થી તાલબાજી ખેલે છે. આ પ્રમાણે સંસારી ગૃહસ્થોમાં અભિમાન ભરાવાથી કલેશ કજીઆને

જન્મ આપી સંસારને દુઃખદ બનાવી મુકયો છે. માટે ન્યાતી સખસો-માંથી જેમ બને તેમ અભિમાનનો નાશ કરવો જોઇએ.

૨૦. **"અબળા હિતદર્પણ"** નામના મિસિસ. જી. કે. ઉપાધ્યાયના લખેલા નિબંધમાં કહેલું છે કેઃ-નાનપણથી વિવાહ થાય છે ત્યારથી **'વર, સાસુ અને સાસરૂ'** શબ્દો આપણી કન્યાઓને કાને અથડાયાં કરે છે. એટલેથીજ અટકતું નથી, પરંતુ **"વર તો બાયલો અને માવડી મુઓ છે." "સાસુ તો કજીઆળી અને માથાની મળી છે."** એવા એવા સાસરા પક્ષ વિશે નઠારા શબ્દ બોલી તેમને વિશે પુત્રિના માબાપ વગેરે અભાવ ઉત્પન્ન કરે છે, અને પુત્રીઓના ભવિષ્યના જીવનમાં કાંટા વાવી મુકે છે. વળી ઘણી ખરી અજ્ઞાન સ્ત્રીઓ પોતાની દીકરીઓને સાસરામાં ડોંગાઇ અને ખંધાઇ શી રીતે કરવી અને સાસુની ગેરહાજરીમાં કે છાનામાના ચોરી કરીને ખાવું વગેરે કેમ કરવું તે સારી રીતે શીખવે છે. સાસુ નણંદની સામા થતાં, દેરાણી જેઠાણી સાથે વાદ વદતાં, મહેણાં જેવાં દ્વીઅર્થી મર્મ વચન બોલતાં શીખવે છે. તેથી બાળક નવ વધુઓ સાસરાને પરાયું ઘર સમજી સાસરીઆ કહે તે સહન કરી શકતી નથી. આવું શિક્ષણ પામેલી વહુવારૂઓ, પોતાની દેરાણી, જેઠાણી, સાસુ, નણંદ, ભોજાઇ, સગાંવહાલાં, આડોસીપાડોસી, વેવઇ વગેરે સાથે નમ્ર વચનથી કદી બોલતી નથી, પણ બધા સાથે તજાગરા કરી લઢી વઢી બગાડ કરી મુકે છે. તેથી પોતે અને બીજા બધા દુઃખી થાય છે. આવી અજ્ઞાન, અભણ સ્ત્રીઓની **ધર્મમાન્યતા** જોશો તો ભકતાણીમાં ગણાવા માટે તે પોતાના પતિની સગવડની દરકાર કર્યા વિના, ઘરનું કામકાજ પડતું મૂકી, પોતાના પ્રિય બચ્ચાંને

ગમે તેવી સ્થીતિમાં રડવાં, રખડતાં મૂકી દેવ મંદીરે દર્શન કરવા સારૂ એક મંદીરેથી બીજે અને બીજે મંદીરેથી ત્રીજે મંદીરે, એમ પાંચ સાત મંદીરે દોડાદોડ કરે છે. પણ ત્યાં જઇ પરમાત્મા પ્રભુના ગંભીર ગુણનાં ભક્તિ કિર્તન કરવાને બદલે મહારાજ કે ઠાકોરજીનાં વૈભવવાળાં સજેલાં સોના, મોતીકે ફુલના શણગારની તારીફ કરવામાં, દર્શન કરવા આવેલી સ્ત્રીઓના લુગડાં, ઘરેણાં જોવામાં, તે નવીન ફેશનના કપડાં, દાગીના કયાં મળે છે તથા તેની કીંમત શી બેસે છે તેની પુછપરછ કરવામાં, દર્શનમાં એકઠાં થયેલાની ઠઠ્ઠા મશ્કરી અને કુથલી કરવામાં, પરનિંદામાં, પોતાની ડંફાસ મારવામાં, વહુવારૂ કે સાસુ સસરાના અગર વેવઇ વેવણના વગોણાં કરવામાં એ ત્રણ કલાક ગુમાવી ઘેર આવે છે. તેણી દીનપરદીન ઘણી સ્વતંત્ર અને સ્વચ્છંદી થતી જાય છે. બહાર જોઇ આવેલા નવી ફેશનના લુગડાં તથા દાગીના અપાવવા માટે તેના પતિને સંતાપે છે અને હઠ કરીને તે લે છે ત્યારે ઝંપે છે, એક ચીજ અપાવી કે બીજી માંગે અને બીજી અપાવી કે ત્રીજી માંગે છે. તેની અભિલાષા આગળને આગળ વધ્યા કરે છે, અને આખી જીંદગી સુધી તેનો કજીઓ અને સતાવણી બંધ પડતાં નથી. અને તેના ધણીની સ્થીતિ કફોડી થતી જાયછે અને મનમાં બહુ દુઃખી થયા છતાં ઘરની આબરૂ જાળવવા ખાતર-પોતાના છોકરાઓ માટે કન્યા મેળવવાની લાલચે-મુંગે મોંઢે માર ખાયા કરે અને બહાર ખોટી આબરૂ રાખી વ્યવહાર કુશળ હોય એવો દેખાવ દે છે. આ પ્રમાણે ઘેર ઘેર ચાલે છે તેથી ઘણે ભાગે આપણા લોકોનો સંસાર બહારથી તો સુખી દેખાય છે. પોતાનો સંસાર દુઃખી છે એમ કહી હલકા પડવાની શરમને લીધે સૌ કોઇ પોતાનું દુઃખ બીજાને મોંઢે

રડતા નથી, પણ લોકો દુઃખી છે, ઘણાં દુઃખી છે, સંસારમાં કંઇ પણ સુખ નથી, એમ બીજાઓની વાતોમાં ફજેતી કરતાં બોલે છે. જ્યારે બીજાઓ તે પેહેલાની એવીજ વાતો કરે છે. આ પ્રમાણે આપણા લોકોના દુઃખી સંસાર પર ઢાંક પીછોડો ચાલે છે, અને તેથી-જ તે દુઃખ દુર કેમ કરવું તેનો વિચાર કરી બંદોબસ્ત કરવાનો પ્રસંગ આવતો નથી.

૨૧. હાલની **ભણેલી કન્યાઓની રીતભાત વિશે**–'**અબળાહિત દર્પણ'માં** કહેલું છે કેઃ–"હાલના સમયમાં કન્યાઓને નિશાળોમાં સંગીન કેળવણીને બદલે ઉપરચોટીઉં જ્ઞાન મળે છે. તેને પરિણામે કેટલીક સ્વચ્છંદી, નુકશાનકારક સ્વતંત્ર વિચારની, મરજી મુજબ વર્તનારી, ટેબલ ખુરશીનો ઉપયોગ કરી રસીલી વાર્તાઓ વાંચવાની શોખીન, બોલવામાં વિશેષ વાચાળ, લેહેરી પ્રકૃતિની, પતિને સડાક દઇને સામો ઉત્તર આપવામાં બહાદુર, થએલી કસુર કે ભુલ ચુક કબુલ કરવાને બદલે તે ભુલને યુક્તિબંધ દલીલોથી ઉડાવવામાં હોશીઆર, બારીક ભપકાદાર વસ્ત્રો તથા ફેશનેબલ શણગાર, દાગીનાની પ્રેમીલી, મરજી મુજબ ગમે ત્યાં હરવાનું પસંદ કરનારી, પતિ સમાન હકનો દાવો કરનારી, વડીલોની મર્યાદા નહિ પાળનારી, ઠાઠમાઠમાં રહી ઘરના કામકાજને વેઠ ગણી નહિ કરનારી થઇ જાય છે. હાલની કેળવણીનોજ કંઇક એવો પ્રભાવ છે, એવી ખામી છે કે ભણેલી ગણાતી અબળાઓ વધારે ખર્ચાળુ થતી જાય છે. પતિની કમાણીનો વિચાર કર્યા સિવાય પોતાના મોજશોખ માટે ખરચ કર્યેજ જાય છે, મોટા તથા નાનાને પોતાના કરતાં તુચ્છ ગણે છે. જરૂરની ચીજ પસંદ કરતી વખતે સાદી અને ટકાઉ ચીજ કરતાં

તકલેદી અને ભપકાદાર ચીજને વધારે પસંદ કરે છે." કેટલીક વખત કેળવાયલી સ્ત્રીઓ વધારે ચકોર, વધારે મળતાવડી તેમજ વાતચીતમાં વધારે રસીલી જણાય છે ખરી, પણ તેજ સાથે ઘણી વખત તેઓ ચીબાવળી, વધારે ચાવલી અને દોઢડાહી પણ જોવામાં આવે છે. તેમજ ઇર્ષા, અસંતોષ, અપ્રમાણિકતા, મનની મલિનતા, પાપ વૃત્તિઓ વગેરે દુર્ગુણો, કેળવાયલી અને બીનકેળવાયલી સર્વે સ્ત્રીઓમાં એક સરખાંજ જોવામાં આવે છે. અને તેમની જે મીઠાશ અને કોમળતા દેખાય છે તે સઘળી ઉપર ઉપરની **ટાપટીપજ** હોય છે. (અર્થાત્ તે જૂઠી અને પાખંડી વેશધારી ધોળી નાંગણ હોય છે.)

૨૨. પાછળ કહી ગયા પ્રમાણે માત્ર છોકરીઓજ દુર્ગુણોથી ભરેલી હોય છે એમ નથી પણ છોકરાઓ પણ હાલના જમાનામાં અધર્મી અને દુર્ગુણી ઘણાં હોય છે. છોકરાઓને પણ નાનપણથી **ધર્મ નીતિનું જ્ઞાન** આપવામાં આવતું નથી અને વ્યવહારૂ જ્ઞાન મેળવ્યા પહેલાં તો તેને પરણાવીને પતિ બનાવેલો હોય છે. કેટલાક નસીબ અને પુર્વ જન્મના પુન્યથી, અગર સારા કુળમાં સદ્વર્તનમાં ઉછરેલા હોવાથી સારાં નીવડે છે. પણ ઘણાં ખરાં છોકરાઓ તો "પરણ્યા એટલે પાર પડી ગયા" એમ સમજી વિદ્યાભ્યાસ કરતા નથી. ભણેલાંને ધંધા નોકરીનાં ફાંફાં પડે છે તો અભણની તો વાતજ શી કરવી ? આવા અભણ બાપકર્મી છોકરાઓ બાપદાદાની પુંજીની મુદલ રકમમાંથી અગર વ્યાજમાંથી પોતાનું ગુજરાન કરે છે. અગર પારકાને માથે ભાંગેલા હોય છે. કેટલાક તો હેરકટીંગની દુકાન કાઢે એવા હોય છે. કેટલાકમાં બુધવારના વાંધા હોવાથી માંડી વાળેલ પાનીઆ જેવા હોય છે. કેટલાક ઉઠાવગીર, નાટક ચેટક અને હોટલોમાં

તથા ચકલાઓમાં ફરી લફંગા થઈ ગયેલા હોય છે. તેઓ કાંઈ પેદા કરતા નથી પણ મીજાસમાં જોઇએ તો જાણે ગવર્નરના દીકરા હોય. પોતાની ધણીઆણી તથા છોકરાઓનું પોષણ કરવાની શક્તિ હોતી નથી, હીનકમાઉ હોય છે. તેથી જો ધણીઆણીના પીએરીઆં પૈસાદાર હોય છે તો ધણીઆણીના દર દાગીના વેચીસાટી પરવાર્યા પહેલાં સાસરીઆ પાસે પૈસા કઢાવવા માટે તેણીને પીએર જવા દેતા નથી અગર કાઢી મુકે છે અને તેડતા નથી. વળી "નબળો માટી બૈરી પર શુરો" એ કહેવત પ્રમાણે આવા અભણ મુર્ખાઓ એમ જાણે છે કે જગતમાં સ્ત્રી આપણા કરતાં હલકું પ્રાણી છે તથા આપણે મોટા છઇએ; આમ જાણી તેઓ સ્ત્રીઓને વિના કારણ રોજ ધમકાવે છે, મારે છે તથા પોતાની તાબેદારી કરાવે છે, એટલુંજ નહીં પણ પોતે દુર્ગુણી થઇ બહાર ભટકતો ફરે છે, અને જો તે માંટે તેની સ્ત્રી તેને ઠપકો આપે છે તો તેને શત્રુની માફક મારે છે. તેને પોતાના કુળની મર્યાદા પ્રમાણે ખરા કારણસર પણ ફરવા હરવા દેતા નથી, તથા તેના કુળવાન માબાપને ઘેર જવા દેતા નથી. અને તેણીને કોઇપણ વાતે સંતોષ આપતા નથી. તેથી કુળવાન સારાં ઘરની દીકરી-વહુવારૂ મરતા સુધી સુખ પામતી નથી અને જો તે બાઇ સેતાનની છોકરી અગર પોતે પણ સેતાન હોય છે તો રોજ ધણીધણીઆણી વચ્ચે સાઠમારી ઝામે છે અને લોકો તમાસો જુએ છે. સાથે પેરા. ૧૫ પણ વાંચો.

૨૩. કહે છે કે પ્રાચિન કાળમાં માણસો ધર્મપરાયણ હતા ત્યારે બાપ પહેલાં દિકરા મરતા નહિ; માં પહેલાં દિકરીઓ મરતી નહિ અને પતિ પહેલાં પત્નિ મરતા નહિ. તેથી સ્ત્રીઓને રંડાપો આવતો નહી. પણ જેમ જેમ લોકો અધમાચરણ કરતા ગયા તેમ તેમ બાપ

પહેલાં બેટા મરવા લાગ્યા, અને સ્ત્રીઓ વિધવા થવા લાગી, હાલમાં સંખ્યાબંધ વિધવાઓ દરેક ન્યાતમાં જોવામાં આવે છે; એટલુંજ નહિ પણ **બાળ વિધવાની** સંખ્યા પણ દિનપરદિન વધતી જાય છે, અને તેને પરિણામે પાપાચરણ પણ વધતાં જાય છે. વિધવાની વિષયવાસના ઉત્તેજીત ન થાય તે માટે તથા તેમના તરફ પરપુરૂષોનું મન કે દૃષ્ટિ ખેંચાય નહિ તે માટે બાળ વિધવાઓ પણ માથા મુંડાવી નાંખતી હતી અને હાથે બંગડી કે ચુડી તેમજ કાને કોટે શણગાર નામે કંઇ પેહેરતી નહિં. સારાં વસ્ત્ર અને મિષ્ટાન્નથી પણ અલગ રહેતી, અને વ્રત ઉપવાસ કરી વિધવા ધર્મ પાળતી હતી. પણ હાલના થોડા વરશના કહેવાતા સુધરેલ પણ બગડેલ વખતમાં બાળ વિધવાઓ ઉપરાંત પ્રૌઢા વિધવાઓ પણ માંથે ચોટલા રાખવા લાગી છે; તેમાં તેલ, ધુપેલ, ફુલેલ ઘાલે છે; સધવા હતી ત્યારે તો તે કાચની બંગડી પહેરતી, પણ વિધવા થયા પછી તો સુવર્ણની બંગડી પહેરે છે, કાને કોટે પણ અલંકાર પહેરે છે, અને વસ્ત્ર પણ નવી નવી ફેશનના પહેરે છે. આવી રીતે હાલની વિધવાઓ સધવા સ્ત્રીઓ કરતાં પણ વધારે સુંદર, દેખાવડી, સંણગારેલી ફાંકડી થઇ લટક મટક કરતી મરજીમાં આવે ત્યાં જતી આવતી જોવામાં આવે છે. મંદીરે વગેરે ઠેકાણે અનેક પુરૂષોના સ્પર્શમાં આવે છે. તેમની વિષયવાસના નિરંકુશ થયેલી હોવાથી વધે અને સંસારનો લાહાવો લેવાને તે આતુર બને, અને કુકર્મો કરે એમાં નવાઇ શી? ઘણી બાળવિધવાને પાપાચરણ કરતી, ગર્ભ ધારણ કરતી, ગર્ભપાત કરતી સાંભળી આપણા મનને ખેદ થાય છે. તો તેમના માબાપને કેટલો સંતાપ થતો હશે?

**૨૪.** આગળ પેરા ૧૩ ૧૪ અને ૧૫ માં જણાવેલી સંખ્યાબંધ ઉપાધિ પાછળ કરવાના ખરચને પોંહોંચી વળવા માટે "મા ભદ્દી-

આરણુ અને બાપ ચકલાનો મજુર" એ કહેવત પ્રમાણે પ્રમાણીક ગૃહસ્થ વથા ગૃહણીઓને વર્તવું પડે છે; છવાં તેમનું કામ–વર્તણુંક–બીજા નીતિ ધર્મથી અજાણ્યા મુર્ખાઓને હલકું લાગે છે અને અનીતિ તથા અધર્મથી પૈસા પેદા કરનારની સરખામણીમાં, રીકકા અને દરિદ્રી દેખાય છે, તેમનું માન પડતું નથી, તેથી હાલમાં ઘણાં ખરાં મનુષ્યો અનીતિવાળાનું અનુકરણ કરતાં થઇ ગયા છે. અને તેથી પણ સંસારમાં ઘણો ત્રાસ વધી પડયો છે. તા. ૨૧ અકટોબર ૧૯૧૭ ના **"ગુજરાતી"** પત્રના ૧૩૧૩ મા પાનામાં લખ્યું છે કે–"તમારે હાલના મુંબાઇની સુધરેલી, કહેવાતી સુધરેલી સમાજમાં પ્રતિષ્ઠા, માન અને કીર્તિ જોઇતા હોય તો તમારે તમારા **અંતઃકરણને સ્વચ્છ રાખવાની જરૂર નથી. એ ગમે તેટલું કલુષિત મેલું હશે તો ચાલશે, પણ તમારે તમારો બાહારનો દેખાવ, કપડાં, બુટ સ્વચ્છ રાખવાં."** મુંબઇનું દેખાદેખી બીજાં શેહેરમાં પણ એવી છેતરપીંડી ચાલે છે. નાનપણથીજ અનીતિવાનની સોબતમાં ઉછરી મોટા થયેલા નઠારા સંસ્કારવાળા, ખંધા, ઉસ્તાદ, પાકા ઠગ અને આંઠીઆઓ સઘળી ઉપાધીઓને પોંચી વળવા સારૂ પૈસા મેળવવા માટે હરકોઇ ધંધામાં ગુંથાય છે કે સટ્ટો કરે છે. તેમાં સાહસ કરી લાગ ફાવે તો ફાવી જાય છે. તેઓ તેમના ધંધામાં 'ઢમઢોલ અને માંહે પોલ' ચલાવે છે; ખીસ્સા ખાલી પણ ભપકા ભારી કરતાં જાય છે; દીમાક વધારી, ધંધાની ધમાલ બતાવી, લોકોના પૈસા જમે માંડી, દેવાળાં કાઢી દમ્મણ નાસી જાય છે. અને નાદાર થઇ બેસે છે. જ્યારે કાચ્ચા અને અભણ ખર્ચાળુ માણસો દેવામાં ડૂબી જઇ કોર્ટમાં પોતાની સામે હુકમનામા થવાથી બબ્બે ચચ્ચાર રૂપીઆના હપતા

ભરી છેવટે આબરૂ ખોઇ દુઃખી થઇ છોકરાઓને દેવામાં મુકી મરી જાય છે.

**૨૫.** હાલના પોકળ સુધારાથી દીનપર દીન વધતી જતી સેંકડો ઉપાધિના ખર્ચને પોંહોંચી વળવા માટે ઘણાં ખરાં મનુષ્યો ભગવાનદાસ ફીટીને લક્ષ્મીદાસ થઇ ગયાં છે. તે વિશે–"**કુસુમકળા**" માં કહેલું છે કેઃ–પૈસાદાર અને કેળવણી પામેલા લોકો, પોતાની લાખ્ખો અને કરોડોની પુંજીમાં વધારો કરવાના આંધળા લોભથી–એક અભણ અને ભુખે મરતો માણુસ જે કાળાંમાં કાળાં દુષ્ટ પાપી કૃત્યો કરવાને ક્રમ-ક્રમે, તેવાં હજારો કૃત્યો લોભી પૈસાદાર લોકો કરે છે. તે ખચીત ધર્મ-રાજાના દરબારમાં રૌ, રૌ નર્કની સજા માંગી લે છે, એમાં કાંઇ શક નથી; છતાં પૈસાના પુજારીઓને પૈસાના જોસમાં કાંઇ સૂઝતું નથી; તેમના કાળાં અંતઃકરણમાં સુવિચારનો અંશ માત્ર પણ હોતો નથી. જે લોકો ગાડીઘોડા અને મોટરો દોડાવતા, બાગ બગીચે ફરતા, અમનચમન કરતા, પૈસાની છોળો ઉછાળતા, ઉજળા દુધ જેવા દેખાતા ફરે છે, તેઓના અંતઃકરણ કાળાં કૃત્યોમાંજ પચી રહેલાં માલમ પડશે. પૈસા મેળવવા, વેપાર ચલાવવો, મોજશોખ ભોગવવો, ગમે તેવો છળભેદ, કપટ, પ્રપંચ કરવો, ગરીબોનાં ગળાં રેહેંસવા, ખોટા દસ્તાવેજો કરી ગરીબોની મિલકત પચાવી પાડવી, પારકે પૈસે તાગડધિન્ના કરવા, ગરીબ માણસોને તુચ્છ તણખલાં સમાન ગણવા, એજ તેઓનો એટલે ઘણાં ખરાં પાપી પૈસાદારનો વ્યવસાય હોય છે." આવા પૈસાદાર માણસો ન્યાતનું ભલું શું કરે?

**૨૬.** "**જીવન આદર્શ**" નામના પુસ્તકના ૭૩મા પાનામાં લખ્યું છે કે જે માણસોએ પોતાનોધન લોભ અથવા કીર્તિલોભ તૃપ્ત

કરવા માટે હજારો માણસોના ગળાં રેહેંસેલાં હોય છે, તથા જેમણે પોતાની ખ્યાતી વધારવા ખાતર હજારો માણસોની સુખ સંપત્તિનો તથા પોતાના દેશના ખરા હિતનો ભોગ આપેલો હોય છે તેમને જાહેર જગ્યામાં હાજરી આપતાં મનને બીલકુલ સંકોચ લાગતો નથી, તથા તેમના તરફ કોઇ નાપસંદગીની દ્રષ્ટીથી પણ જોતું નથી ! દુનીયામાં ભુલ, બેદરકારી અથવા અતિશયોક્તિ કરવાની ટેવને લીધે જેટલું જુઠાણુ ઉભું થવા પામેલું હોય છે, તેનાથી વધારે જુઠાણુ **દ્વેષ બુદ્ધિને તૃપ્ત** કરવા માટે જાણી બુજીને ચલાવવામાં આવેલું હોય છે. કેટલાકને તો જુઠી વાત ફેલાવવામાં, તથા બીજાને વિના કારણ નુકશાન કરવામાં આનંદજ થતો હોય છે. વળી કેટલાક, પોતાના દુશ્મન ઉપર વેર લેવાના ઇરાદાથી, તથા તેમની પ્રતિષ્ઠાને હાની પોહોંચાડવાના ઇરાદાથી, જુઠો ગોળો ગબડાવી, પરિણામની રાહ જોતા ડાહ્યા થઇ ઠંડે પેટે બેસી રહે છે.

**૨૭. જીવન આદર્શ** પાનું ૯૩–શેરના સટ્ટામાં પણ આવો વહીવટ વધારે પ્રચલીત હોય છે. જામીનગીરીઓની કીંમતમાં વધારો ઘટાડો કરી નાંખવાનો, થાપણ રોકનારને લલચાવવાનો, તથા અજ્ઞાન અને ભોળા લોકોને ફસાવીને એકદમ શ્રીમંત થઇ જવાનો, દગાખોર અને લુચ્ચા લોકોનો એ એક હમેશનો વહીવટ છે. જ્યારે એકદમ પૈસાદાર થવાનો ઉપાય હાથમાં આવી જાય છે, ત્યારે લોકો હજારો માણસોને પાયમાલ કરી નાંખનારા તથા જરૂર પડે તો દુનીઆને માથે ખુનખાર વિગ્રહના સંકટ ઠોકી બેસાડનારા ઉપાય અજમાવવામાં પાછી પાની કાઢતા નથી. નાના પાયા ઉપરની લુચ્ચાઇ તથા હલકું અપ્રમાણિકપણું એકદમ પકડાઈ આવે છે, અને તેવા કૃત્ય કરનારા

શિક્ષાને પાત્ર ઠરે છે, પણ મોટા ગુન્હા કરનારા બદમાશો હમેશા કાયદાના પંજામાંથી છટકી જવા પામે છે. ચોર અને ખીસ્સાકાતરૂ લોકોને શિક્ષા થયા વિના રહેતી નથી; પણ મોટી કંપનીઓના વહીવટ ચલાવનારા તથા મોટા સાહાસ અને સટ્ટાના કામ કરનારા સુધરેલા બદમાશો હજારો માણસોને રડાવીને અન્યાય માર્ગે અઢળક વિત્ત (પૈસા) સંપાદન કરે છે, અને હજારો રૂપીઆ પોતાના ખીસ્સામાં મુકી દે છે, તેમના કૃત્ય લુચ્ચાઇ અને દગલબાજી ભરેલાં છતાં, કાયદાની સત્તા તેમને પોંહોંચી શકતી નથી. તેમ છતાં દુનીઆ પણ તેમને માફ કરે છે. અને તેમની અધમતા તરફ આંખ આડા કાન કરે છે. એ ઘણું ખેદકારક છે. આવા માણસોને જાતિ ઉન્નતિની કાંઇ પરવાહ હોતી નથી.

૨૮. જીવન આદર્શ પાનું. ૫૬—'અમુક આચરણ અથવા વહીવટને નીતિ ભરેલો ગણવો કે અનીતિ ભરેલો ગણવો તેવી સમજણ લોકોમાં નથી, અગર સમજણ હોય તોપણ અનીતિને નીતિથી જુદી પાડવાની વિવેક બુદ્ધિનો ઉપયોગ થતો નથી. તેથી અનીતિનું જોર વધતું જાય છે. અને અમુક આચરણ કે માણસ જનસમાજને નુકશાનકર્તા હોય તે છતાં તેને પ્રસંસાપાત્ર અને અનુકરણ કરવા લાયક ગણવામાં આવે છે તેથી લોકો અવળે રસ્તે દોરાઇ જાય છે. અને તેથી સંસાર કલેશમય અને કલહ ભરેલો થઇ પડયો છે. " ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળતાના દાખલા ઉપર બતાવ્યા છે. ગોળ ખોળની પરિક્ષા થતી નથી તેથી કોઇ ડાહ્યા માણસ આગળ પડવાને હિંમત ધરતા નથી.

૨૯. હે શાણા સજ્જનો! આપણા ગરીબ અને તવંગર લોકોના

સંસાર વ્યવહારમાં, ધંધા રોજગારમાં, ઘરોમાં અને કુટુંબોમાં નજર કરતા, તથા સ્ત્રીઓની વસ્તુ સ્થીતિનું અવલોકન કરતાં આપણને ખાતરી થાય છે કે આગળ આપેલી સઘળી હકીકત ખરી છે. તેમાં જણાવ્યા પ્રમાણે ઠેરઠેર સાસુવહુના ઝગડા, દેરાણી જેઠાણી વચ્ચે ટપાટપી અને વાદ, સગાં સંબંધીમાં કુસંપ, પતિ પત્નિ વચ્ચે અણબનાવ, માબાપ અને દીકરા વચ્ચે અભાવ અને તિરસ્કાર, ભાઇઓ તથા પાડોસીમાં વેર, ઝેર અને અવિશ્વાસ જોવામાં આવે છે; ઘણીખરી સ્ત્રીઓ મૂર્ખ, અજ્ઞાન, વેહેમી અને અભિમાની, કેટલીક સ્વચ્છંદી અને વ્યભિચારી, કેટલીક નિરાધાર, ગરીબીમાં દબાયલી, ઘણી ખરી શરીરે માંદી, તેજહીણ અને બળહીન જોવામાં આવે છે. પુરૂષોમાં ઘણાં ખરાં અભણ, અનાડી, ભણેલાં પણ ગણેલાં નહિ એવા, પૈસે ટકે ઘસાઇ ગયલાં છતાં પૈસાદારનું ડોલ દેખાડનારા અને નિરૂધ્યમી; ઘણાં ખરા બળહીન, અને બુદ્ધિ હીન છતાં તુંડ મિજાજી, બીજાના ઉપર બોજારૂપ થઇ પડેલા હોય છે. એકંદર જોતાં ઘણે ભાગે સંસારની ઉપાધિની સામે ટકી રહેવા સારૂ પ્રવૃત્તિના ગુલામ થયેલા હોવાથી —આશા, તૃષ્ણા, ઇર્ષા, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને અભિમાનને વશ થયેલા, અસંતોષી, ઢોંગી, દુષ્ટ, પાપાચરણી, દયાહીન, કપટી, દાવપેચ કરી કામ કાઢી લેનારા, ભોગી, વિલાસી, ખોટા આડંબરવાલા સ્વાર્થલંપટ, ઉજળાઠગ, ઉપકારને બદલે અપકાર કરનારા નિંદાખોર, હરામી, અને અવગુણોથી ભરેલા માલમ પડે છે. જ્યારે ધર્મ પરાયણ, નિવૃત્તિના સેવક, સંતોષી, શાંત, શરળ, નિરાભિમાની, દયાળુ માણસો ઘણાં ઓછાં જોવામાં આવે છે. માણસ જાતને ખાવા માટે રોજ શેર દોઢ શેર અન્ન અને પહેરવા માટે જાડું પાતળું કપડું જોઇએ; તેટ-

લાથી જો સંતોષ હોય તો ઉપર્યુક્ત દુર્ગુણોના દાસ થાય નહિ, પણ **ધર્મની કેળવણી નહિ મળવાથી** તેવી સ્થીતિ ઉપસ્થીત **થયેલી** છે તે નીચલા અભિપ્રાય પરથી માલમ પડશે.

૩૦. **"મનુ સ્મૃતિ"** યાને માનવ ધર્મ શાસ્ત્રની પ્રસ્તાવનામાં પંડિત નથ્થુરામ મહાશંકર અને શાસ્ત્રી પ્રાણજીવન હરીહરે તથા **"યુવાવસ્થાના શિક્ષક'** માં વૈદ્ય જટાશંકર લીલાધરે જે અભિપ્રાય લખ્યા છે તેનો સારાંશ:-**સનાતન ધર્મનો ઉપદેશ બંધ પડયો તેથી** ઇશ્વરી સંકેત સંબંધી કુતર્કો કરીને તથા પોતાનું ડાહાપણ ડોહીને કેટલાક અજ્ઞાન માણસોએ કપોલકલ્પિત કલ્પના વડે કેટલાક મનસ્વી ધોરણો ઉપજાવી કાઢી અમલમાં આણ્યાં, તેથી ત્રૈવર્ણિક પ્રજા ઇશ્વરના સ્વરૂપને, માતાપિતાની સેવાને, વૃદ્ધો તરફની ભકિતને તથા નમ્રતાને ભૂલી જવા લાગી. પરસ્પરના ધર્મની હાની થઇ; કૌટુંબિક વ્યવસ્થા અવ્યવસ્થિત થઇ; સ્ત્રી પુરૂષના ધર્મનું સ્વરૂપ ભુલાયું; સ્ત્રીઓ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા લાગી; પતિવ્રતા ધર્મ નાશ પામ્યો; પુત્રો ઉદ્ધત થઇ માતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા લાગ્યા; લોકો અસત્ય ભાષણ કરવા લાગ્યા, અસત્ય ચાલવા લાગ્યા; નાની ઉમરે મરવા લાગ્યા, પ્રજા શક્તિહીન થવા લાગી, ઘર કામમાં લક્ષ રહ્યું નહિ, **ધર્મ તો પ્રથમ તમાસો, પછી નામ માત્ર અને અંતે ઠગ વિદ્યાનો વેપાર થઇ પડયો; જનમંડળની સુધરેલી** સમાજમાં પણ સડો પેઠો, અને **ધર્મનું નહિ પણ સત્તાનું રાજ્ય થયું.** આ પ્રમાણે **અધર્મની વૃદ્ધિ થવાથી હાલની પ્રજા દુર્દશાની ટોચ પાસે આવી પહોંચી છે.**

**૩૧. 'Smiles'** નામના ઇંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે:-કેળવણીનો

પાયો ધર્મ અને નીતિ ઉપર નાંખવો જોઇએ. કારણકે એકલી કેળવણી પોતે દુર્ગુણી વલણને જડમૂળથી કાઢી શકશે નહિ. બુદ્ધિની ખીલવણીથી **નીતિ અને આચરણ** ઉપર **થોડીજ** અસર થાય છે, (એટલે કે બુદ્ધિ કેળવાયાથી કાંઇ માણસ નીતિવાન થવાની ખાતરી નથી.) **હોશીઆર, કેળવાયલા** અને **વિદ્વાન માણસોને પણ સારી ચાલચલણ વિનાના, ઉડાઉ, ઉદ્ધત, દારૂડીઆ** અને **દુર્ગુણોથી ભરેલા** તમે જોતા હશો, તે ઉપરથી એમ સાબીત થાય છે કે–**કેળવણીનો પાયો ધર્મ અને નીતિ ઉપર નંખાવો જોઇએ.**

૩૨. **સ્વામિ વિવેકાનંદે** અમેરિકામાં આપેલા એક ભાષણમાં કહ્યું હતું કેઃ–"ધર્મ વિનાની કેળવણીથી બુદ્ધિ વધે છે ખરી, પણ તે બુદ્ધિ **આસુરી** બુદ્ધિ છે, **તે અંતઃકરણને છેતરે છે;** અને અંતઃકરણ જે આત્માનું મુખ્ય સ્થાન છે તેને સારાં કામ કરતું અટકાવે છે. માટે **ધર્મની કેળવણી સાથે વ્યવહારૂ કેળવણી આપી** હોય તો તેથી વધેલી બુદ્ધિ અંતઃકરણને છેતરી શકતી નથી." **"સંસારમાં સર્વત્ર દુઃખ છે અને ઇશ્વરની ઈચ્છા પ્રમાણે થાય છે"** એવા ખોટા શબ્દો બોલીને આપણા ભોળા અને ભલા લોકો ઇશ્વર ઉપર **ખોટો આરોપ** મુકે છે. જગતપિતા એવો ક્રુર કે અવિચારી હોયજ નહિ. તે તો આપણો રક્ષણ કરનાર છે. તેની આજ્ઞા નહિં પાળવાથી આપણા લોકો દુખી થાય છે. માટે **ધર્મની કેળવણીની પ્રથમ જરૂર છે.**

૩૩. ઉપલા અભિપ્રાયો વાંચવાથી આપણી ખાતરી થાય છે કે **આપણા લોકને નાનપણથી ધર્મનું શિક્ષણ મળતું નથી**

**તેથી આપણા સંસારની દુર્દશા થઇ છે.** વ્યવહારૂ અને હુનર-કળાની કેળવણી માટે સરકારે સ્કુલો અને કોલેજો કાઢી છે તેમાં છોકરાઓ ગુજરાતી તથા ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન અને બીજું સામાન્ય જ્ઞાન મેળવે છે. પણ આપણા ઉપર રાજ્યકર્તા પરદેશી અને પરધર્મી છે અને તેની પ્રજા જુદા જુદા અનેક ધર્મની છે, તેથી તે સરકારી સ્કુલોમાં ધર્મ શિક્ષણ દાખલ કરી શકે તેમ નથી, માટે **આપણા ધર્મના શિક્ષણની ગોઠવણ આપણે પોતાને હાથે કરી લેવાની જરૂર છે;** ધર્મ શિક્ષણ અને નીતિ નિયમોના શિક્ષણથી ઇશ્વરી કાયદાનું ઉલંઘન થતું અટકશે. કુદરત પણ ઇશ્વરી નિયમનું ઉલંઘન કરતી નથી; રાજ્યવ્યવસ્થા પણ કાયદા કાનુનથીજ સુવ્યવસ્થિત ચાલે છે. પણ ન્યાતોમાં દરેક નાની મોટી **રીત, રીવાજ** વગેરે **બાબતના અંકુશીત નીયમો ન હોવાથી ન્યાતો અવ્યવસ્થિત થઇ** ગઇ છે. તેથી સંસાર સુખ મેળવવા માટે **ધર્મ શિક્ષણ અને સુવ્યવસ્થિત ન્યાતિ નિયમોની આવશ્યકતા** છે. તે આપણી હાલની ચાલતી ન્યાતોમાં મતભેદ અને વેર, ઝેર તથા ઇર્ષા હોવાથી થઇ શકે તેમ નથી. કારણ ન્યાતોની હાલત નીચેના પેરામાં દર્શાવ્યા પ્રમાણે છે. તેથી **નવી યોજના પ્રમાણે ન્યાતિ મંડળો સ્થપાય તોજ ધર્મ શિક્ષણ અને સુવ્યવસ્થા માટે ફરજીયાત** કાયદા કાનુનો બંધાય અને અમલમાં મુકાય તોજ આપણો સંસાર સુખમય થાય એમ હું માનું છું.

**૩૪. " ખડાયતા મિત્ર"** વગેરેમાં કહ્યા પ્રમાણે.–નાતોના વડ નાનાનાના હોય છે તેમાં કેળવણી પામેલા માણસો ઓછા હોય છે, અને ન્યાતનો સઘળો કારભાર અભણ ન્યાતિ શેઠ અગર પૈસાદાર કે

જથાવાળા આગેવાનોના હાથમાં હોય છે. તેઓ આપખુદ સત્તા ચલાવે છે. પૈસાદાર, જથાવાળા અને બુમો પાડી તડામાર કરનારને ન્યાતમાં કોઇ કાંઇ પુછી શકતું નથી. એકલવાયાને પીળી નાંખે છે. કોઇ ભણેલો કે કેળવાયલો માણસ શુદ્ધ અંતઃકરણથી જ્ઞાતિ ઉન્નતિ ખાતર કાંઇ ભલામણ કરે તો તેને તોડી પાડે છે; કોઇ ખરી વસ્તુ સ્થીતિ સમજાવી અન્યાય થતો અટકાવવાનું કહે તો તેને દાઢમાં ઘાલે છે અને તેને ઉગતોજ ડામે છે; તેનો જીવન ઉત્સાહ નાબુદ કરે અને તેને જીવતો પણ સદાને માટે મુઆ જેવો બનાવી દે છે. વેવઇ વેવણોમાં રીતભાતના વાંધા પડવાથી વેવીસાલ ફીટીને વેરીસાલ થયા હોય છે. તેઓ જ્ઞાતિ હિતના દરેક કાર્યમાં એક બીજાની વિરૂદ્ધ પડી જ્ઞાતિહિત થતું અટકાવે છે. એક બીજાને કચડી નાખી દુઃખી કરવા ઇચ્છે છે; પક્ષાપક્ષીથી ન્યાતોમાં કુસંપ અને ઝગડા વધી પડેલા હોય છે; તે વેર પેઢીવાર ઉતરી આવેલું હોય છે, તેથી ન્યાતમાં કોઇ કોઇને મળતાવિશેષ આવતા નથી. માટે એક બીજાની કે ન્યાતની ઉન્નતિનો વિચાર કરવા સારૂ એકઠા થવાની આશા થોડી. કદાચ ન્યાતનું સાજનું એકઠું મળે તો લઢી વઢીને ઉઠી જવાનો ઘાટ ઘડયા કરાય છે, બળીઆના બે ભાગ પડે છે. બગાડ અને નુકશાન કારક રીત રીવાજ વધતા જાય છે. ન્યાતમાં કોઇ અંકુશિત નિયમો ન હોવાથી ડોશીશાસ્ત્ર ઘુસી ગયેલાં હોય છે, કેટલીક ન્યાતમાં આગેવાનો મદાંધ, ઇર્ષા વગેરે પ્રકારની લાગણીથી કલુષિત થયેલા અંતઃકરણવાળા, સાંકડા વિચારના અને નીચ વૃત્તિના પણ હોય છે. કેટલાક લોભી, ખટપટી, વિષયી, સ્વાર્થી, દુર્ગુણોથી ભરેલા હોય છે. ન્યાતનું સાજનું ભેગું થાય ત્યારે કેમ બોલવું, કેવી રીતે સાંભળવું, સમાધાની કેમ

કરવી, ન્યાય કેવી રીતે આપવો, ગુન્હેગારને દંડ કેવી રીતે કરવો, વગેરે બાબતમાં કોઇ પ્રકારની વ્યવસ્થા હોતી નથી. બેચાર આગેવાનો હોહા કરી મુકી, ગમે તેમ બોલી, ગમે તેવા ઠરાવ ન્યાત પાસે કરાવે છે. ન્યાતી આગેવાનોના ધાકથી ડરેલા, કન્યા કે ધંધો મેળવવાની આશા રાખનારા, વગવસીલા વિનાના, ઉદાસીન વૃત્તિ ધારણ કરનારા, પેલા આગેવાનોના ઠરાવને ખોટો કે ખરો હોય તોપણ હાજી હા ભણે છે; અને ન્યાતનું કામ આટોપાઇ જાય છે. કેટલાક પટેલીઆ પૈસે ગબ્બર હોવાથી ન્યાતના માણસોની પરવાહ કરતા નથી. ત્યારે કેટલાક પટેલીઆ ગરીબ હોવાથી ન્યાતના કારભારમાંથી, ન્યાતની પુંજીમાંથી, ઉજાણીઓ વગેરેમાંથી પૈસાનો લાભ લઇ લે છે. ન્યાતના પૈસાથી વેપાર ચલાવે છે. ન્યાતના પૈસાનો હિસાબ આપતા નથી. દફતર વગેરે પુંજી ગાંડ તળે ઘાલી બેસે છે, હીસાબ માગનારનું અપમાન કરે છે. પટેલીઆનો સગો ગુન્હો કરે તો તેનો દંડ ઓછો કરે, પણ જો બીજો કોઇપણ માણસ ગુન્હો કરે તો તેને કચડી નાખે છે. ઘરનો કલેશ, ખાનગી દ્વેષ અને કુટુંબકબીલાને લોકોએ ન્યાતમાં દાખલ કરી દીધાં હોય છે. તેથી સઘળાનાં દીલ ઉંચાં રહે છે. અને કોઇને મળતાવિશેષ આવતા નથી તેથી કોઇપણ જાતનું જ્ઞાતિહિતનું કામ પણ કરી શકતા નથી. કહેવત છે કે "**વાણીઆ સો વરસે પણ વેર વાળે.**"

ચાલુ ન્યાતના કારભાર આવી રીતના હોવાથી મોભાદાર ભલા વિદ્વાનો તે કારભારમાં માથું ઘાલતા નથી. અને તેમના જ્ઞાનનો લાભ મળી શકતો નથી.

**૩૫.** ઉપર મુજબની સ્થીતિ હાલની ચાલુ ન્યાતોની હોવાથી

પેરા ૩૩ માં કહ્યા મુજબના ધાર્મિક, નૈતિક, શારીરિક, માનસિક, **આર્થિક અને** વ્યવહાર કેળવણી માટે તે કંઇપણ કરી શકવાની નથી. માટે વેર, ઝેર વગરના નવા જ્ઞાતિમંડળ સ્થાપી ઉપલી કેળવણી આપવા માટે તથા બીજા રીતરીવાજ માટે અંકુશિત, સુવ્યવસ્થિત નિયમો બાંધી અમલમાં મુકવામાં આવશે તોજ આપણા લોકોનો **સંસાર** પ્રાચિન કાળના જેવો સુખમય થશે. ચાલુ જમાનાના કઢંગા સંસારના અસંખ્ય સંતાપનો અનુભવ લીધેલો, એવા વિદ્વાન, જ્ઞાની, પૈસાદાર અને વગસગ ધરાવનારા પ્રસિદ્ધ ગૃહસ્થો **સંસાર સુધારા સમાજની** મારફત, **ભાષણ દ્વારા, પત્ર દ્વારા અને માસિકો** દ્વારા **સંસાર સુધારાની ભલામણો ઘણાં વરસથી કરતા આવ્યા છે.** તેને પરિણામે જુદીજુદી ન્યાતોમાં **મિત્રમંડળો** સ્થપાયાં છે. તેઓ ન્યાતિ ઉન્નતિ માટે માસિક ચોપાનીઆ કાઢી, ન્યાતની કોન્ફરન્સો ભેગી કરી, **જ્ઞાતિ સમુદાયો મોટા કરવા અને રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર કરવાનો** તથા **ન્યાતના છોકરા છોકરીઓને કેળવણી આપવાનો** બોધ કરે છે; કન્યાની અછત માલમ પડવાથી **ઘણી ન્યાતોએ પાણી ખપતી કન્યા લાવવાની છુટ આપી છે.** પાણી ખપતી કન્યા લાવવાની છુટી લગભગ સઘળી ન્યાતે આપી, પણ તે સ્વાર્થી ન્યાતો **પાણી ખપતી ન્યાતના છોકરા સાથે** પોતાની કન્યા દેવાની છુટ આપતી નથી, કારણ કે તેમ થવાથી **ગરીબ** અથવા **કજાત માબાપના છોકરાઓને પણ વરની અછતને લીધે હાલમાં કન્યા મળે છે તે મળતી અટકી જાય** તે **બીકથી** દરેક ન્યાતના સ્વાર્થી અને અન્યાયી માણસો એવી છુટી કરવાની સામે થાય છે. વળી એક ન્યાતના તડવાળાં બીજા તડની સાથે ભેગા થવાની માંગણી કરે છે તો 'આપણા તડની

(આપણી) કન્યાઓ લઇ જવાની દાનતથી તેઓ આવી માંગણી **કરે** છે અને **આપણા** તડ સાથે તે તડને ભેગું કરીશું તો તે તડવાળા આપણી કન્યા લઇ જશે' એમ માની બીજા તડવાળા પેહેલા તડવાળાની સાથે એકત્ર થવાની હા પાડતા નથી. આમ હોવાથી અનેક જાતના બોધ કર્યા છતાં ન્યાતો ભેગી થતી નથી અને ન્યાતોની સ્થીતિ–વ્યવસ્થા સુધરતી નથી, પણ દીન પર દીન બગડતી જાય છે, અને સંસાર સુધારાના પરિશ્રમનું કાંઇ પણ સારૂં પરિણામ આવતું નથી. એ જોઇ સ્વતંત્ર સ્વભાવના, સુખી, હાલના જમાનાના કેટલાક કેળવણી પામેલા ગૃહસ્થો **ન્યાતી બંધનને કોરે મુકી પ્રીતિભોજન કરી વર્ણાશ્રમ તોડી નાંખી એકત્ર થવા બેઠા છે,** તે વાત જગ જાહેર છે. **મતલબ કે હાલના અનિયમિત ન્યાતિ બંધનોથી ગરીબ અને પૈસાદાર સઘળા દુઃખી થઈ કંટાળી ગયા છે અને તેમાંથી છુટવા માંગે છે,** પણ તેમાંથી એકલા છુટા થવાથી બીજા લોકો તેને ધિકકારે અને તેમના છોકરા છોકરીને પણ પરણાવવા માટે કન્યા અને વર મળે નહીં. કારણકે તેને બીજી કોઇ ન્યાત સંઘરે નહિ. આ પ્રમાણે હાલના જ્ઞાતિ બંધનના દુઃખ સહન ન થવાથી કેટલાક વગવસીલા અને સત્તાવાળા સંસ્કૃતિ પામેલા કેળવાયલા ગૃહસ્થોની ભલામણથી આ સને ૧૯૧૭ના માર્ચ–એપ્રીલ મહિનામાં વડોદરાના ના૦ મહારાજા સયાજીરાવ ગાયકવાડે **હાલના ન્યાતિ રીવાજો લોકોના શારીરિક, નૈતિક અથવા ભૌતિક સુખને અડચણ કર્તા છે તે દુર કરવાના હેતુથી– વડોદરામાં ન્યાત રીવાજને લગતો નવો કાયદો,** આ નામના કાયદાનો ખરડો બહાર પાડયો હતો. પણ તે કાયદો ન્યાતોની સ્વતં-

નતા અને હક ઉપર હુમલો કરનારો, જ્ઞાતિ બંધારણ અને જ્ઞાતિ સત્તાને છીન્નભિન્ન કરી સજ્જડ ફટકો લગાવે એવો જણાયાથી તે વિરૂદ્ધ ઘણા પોકાર ઉઠયા. આથી સમજશો કે **જ્ઞાતિ બંધારણને સુવ્યવસ્થિત કરવાની ખાસ જરૂર છે,** પણ તે હાલની મમત અને મમતાવાળી નાની નાની ન્યાતો કરે તેમ નથી. માટે **અત્રે આપેલી યોજના** જેવી કોઇ સારી યોજના સ્વિકારી આપણે આપણો સંસાર સુધારીશું નહિ તો કદાચ આપણી સરકારની કોંસીલમાં પણ ન્યાતિ રીવાજ વિરૂદ્ધ કાંઈ નવા બીલ રજુ મંજુર થશે તો આપણા હક્ક અને સ્વતંત્રતા ગુમાવીશું. તેમ થવા પામે નહિં તે માટે મારી યોજના માન્ય કરવા વિનંતી કરવામાં આવે છે. જેને લગતી હકીકત નીચે પ્રમાણે છે.

૩૬. **ભારત માર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજીએ** મુંબઇના લાડ મંડળની સભામાં-**વૈશ્ય કલ્યાણ**-એ વિષય પર આપેલું ભાષણ છાપેલું છે તે અને મુંબઇના કેટલાક બી. એ. અને એલ. એલ. બી. વગેરે તરફથી નીકળતા "**ખડાયતા મિત્ર**" ના માસિક ચોપાનીયા અને સુરત શેહેરના અગ્રગણ્ય **૧૫૦** કરતાં પણ વધારે ગૃહસ્થોની સંમત્તિની સહી વાળો "વણીક સર્કયુલર" વગેરે વાંચી જોતાં જાણશો કે:-વૈદિક સમયમાં આર્યોની ચાર જાતિ હતી. ૧. બ્રાહ્મણ, ૨. ક્ષત્રિય, ૩, વૈશ્ય. અને ૪. શુદ્ર. તે પછી તેમની ૧૮ વર્ણ થઈ. જે વૈશ્ય એટલે વાણીઆ-ની માત્ર એકજ વર્ણ હતી તેની ૮૪ ન્યાત થઇ. તેના નામ "ખડાયતા મિત્ર" અને "વિમળ પ્રબંધ"માં આપ્યાં છે. આ પ્રમાણે બ્રાહ્મણ વગેરેની ઘણી ન્યાતો થઇ; તેનું મુળ કારણ એ છે કે આશરે ૧૭૦૦ વરશ પેહેલાં ચીના લોકો બ્રાહ્મણને વેશે આ દેશમાં આવ્યા હતા. તેમાંના એકે

પ્રયાગ (અલ્લાહાબાદ)માં એક વિદ્વતાવાળું ભાષણ આપ્યું હતુ. આ ભાષણ ઉપરથી તથા તે ચીનાનો આચાર બ્રાહ્મણના જેવો જોઇને એક બ્રાહ્મણે તેને પોતાની કન્યા પરણાવી; તે કન્યાને લઇને પેલો ચીનો ચીન ગયો. પાછળથી તે લોકોએ જાણ્યું કે એ બ્રાહ્મણ નહોતો. આ રીતે અજાણ્યા (અજ્ઞાત) માણસ સાથે રોટી કે બેટી વેહેવાર રાખવાથી આપણે ધર્મભ્રષ્ટ થઇશું, તેમ ન થવા માટે પોતપોતાની વર્ણના ઓળખીતા સાથે રોટી તથા બેટી વ્યવહાર રાખવો, એવો ઠરાવ તેઓએ માંહોમાંહે કીધો, અને સમુહ બાંધ્યા, તેને જ્ઞાત એટલે નાત કહેવા લાગ્યાં. આ પ્રમાણે શ્રીમાળી તે શ્રીમાળ (માળવાના), ગુર્જર–ગુજરાતના, દિસાવાળ–ડિસાના, ખડાયતા–ખડાળ મહુડીના, નાગર–નગર, વિશનગર, વડનગરના, લાડ–લાટયદેશના, મોઢ–મુંઢેરાના, સોરઠીઆ–સોરઠના, મેવાડા–મેવાડના, ઇત્યાદિ ૮૪ ન્યાત તેમના ગામ કે દેશ ઉપરથી બંધાઇ. તેમના કર્મ-ધર્મ તો એક સરખાં છે, અને ઘણાં ખરાં રોટી વ્યવહાર રાખતા તથા પોત પોતાની ન્યાતમાંથી યોગ્ય વર કન્યા મળતા તેથી બીજી ન્યાત સાથે બેટી વ્યવહાર કરતા નહિ. આ રિવાજ ચાલતાં ચાલતાં જુનો થવાથી જડ ઘાલી બેઠો અને બંધન જેવો થઇ પડયો. અને ઘણી ખરી ન્યાતોએ સ્વાર્થીપણાથી તે બંધનને સીલ કરવા માટે "કન્યા બીજી કોઇ ન્યાતમાં કે તડમાં દેવી નહિ, દે તેને ન્યાત બહાર મુકવો, એવો ઠરાવ કરી એ બંધનને ખૂબ મજબુત કરી દીધું. **જ્યાં બંધન ત્યાં સુખ હોયજ નહિ,** એ સિદ્ધાંત મુજબ લોકો ધીમે ધીમે દુ:ખી થતા ગયા, તેમ તેમ કુસુંપ વધ્યો અને મમત–મમતાથી દરેક ન્યાતના નાના નાના અનેક તડ કે વાડા લોકોએ બાંધી દીધા, તે એટલે સુધી કે હાલમાં કેટલીક

ન્યાતો તો છેક ૫-૧૦ કે ૧૫ ઘરનીજ થઇ પડી છે. અને કેટલીક ન્યાતો તો નષ્ટ થઇ ગઇ છે.

**૩૭.** સુજ્ઞ વણીક ગૃહસ્થો ! ઉપલા લખાણથી તથા મનુસ્મૃતિ વગેરે ગ્રંથ જોવાથી આપની ખાતરી થશે કે આપણે સઘળા એકજ વર્ણ અને એકજ જાતના છઇએ. આપણો ધર્મ પણ એકજ છે અને મહાજન વગેરે ન્યાતો જમે છે ત્યારે **સાથે બેસી** જમીએ છઇએ. વળી આપણામાંથી કોઇ પણ ન્યાતની કન્યા લાવીએ તો આપણી વ્યક્તિ (નાત) આપણને નાતબહાર મુકતી નથી કે ના કહેતી નથી. તો પછી આપણામાં ભેદ શો રહ્યો ? આપણા ધર્મે આપણામાં કશો ભેદ ગણ્યો નથી તેમજ કશો ભેદ મુક્યો નથી, પણ આપણા સ્વાર્થી લોકોએ માત્ર નજીવા કારણસર, સેંકડો વરશ ઉપર જુદા જુદા ગામ કે દેશથી આવેલા તે જણાવવા માટે ભેદરૂપી જુદાં જુદાં નામ નાતોને આપેલાં હતાં. જે ગામ કે દેશથી આપણા પુર્વજો આવ્યા હશે તે ગામ કે દેશની મુલાકાત આપણે કોઇએ કદી લીધી નથી કે લેતા નથી; તે ગામ વગેરે ક્યાં આવ્યાં તે પણ જાણતા નથી; છતાં **તે ગામના નામનું અભિમાન રાખીને આપણા એકજ વર્ણના તથા એકજ ધર્મના ભાઇઓ સાથે ભેદ રાખીએ છીએ, અને તેને પરિણામે દુ:ખી થઇએ છઇએ. તે સમજીને એ નજીવો ખોટો ન્યાતિ-ભેદ છોડી દેવો જોઇએ. જે અસલ દેશ કે ગામથી આપણે અજાણ્યા છઇએ, તેના નામનું ખોટું અભિમાન રાખવું, અને જે ન્યાતિભાઇઓ સાથે એકજ શહેર ( સુરતમાં ) વરસોનાં વરસ થયાં આપણા વડવા અને આપણે રહીએ છઇએ અને સાથે જમીએ છઇએ તે જ્ઞાતિ ભાઇઓ સાથે જ્ઞાતિભેદ**

**રાખવો એ મુર્ખાઇ નહિ તો બીજું શું?** આપણે એકત્ર થવાનું અભિમાન રાખવું જોઇએ તેને બદલે ભેદનું અભિમાન રાખ્યું તેથી હાલમાં સુરત શહેરના વણિક મહાજનમાં વાણીઆની ૪૦ ન્યાત કે તડ છે. તેમાં માત્ર ૪ ન્યાત ૧૫૦ કરતાં વધારે ઘરની છે. ૧૬ ન્યાત ૫૦ થી ૧૦૦ ઘરની છે. અને ૨૦ ન્યાત ૧૦ થી ૪૦ ઘરની છે. તેમાં વળી રાંડીરાંડનાં ઘર પણ ઘર તરીકે ગણાય છે. એ બધાં મહાજનમાં ભેગાં જમે છે ખરાં પણ કન્યા આપલે કરતા નથી. ઉપર મુજબ ન્યાતોના વાડા નાના થઇ જવાથી છોકરા છોકરી માટે યોગ્ય જોડાં મળતાં નથી, તેથી કજોડાંના લગ્ન કરી પાપી બનીએ છીએ. આપણી પુત્રિઓનાં કુમળાં કાળજાં બાળીએ છીએ, અને આપણે પણ રાત્રદિવસ બળ્યા કરીએ છીએ. કન્યાવિક્રય, વરવિક્રય અને સાટાં તેખડાં થાય છે; હીનકમાઉ, બુદ્ધિહીન કે શક્તીહીન છોકરા સાથે મરજી વિરૂદ્ધ કન્યા દેવી પડે છે. છેવટે સગાં સંબંધીમાં પણ છોકરા છોકરીના લગ્ન કરી ધર્મવિરૂદ્ધ વર્તી પાપી થઇએ છઇએ. એ સઘળાં અપકૃત્યનાં માઠાં ફળ આપણા જ્ઞાતિબંધુઓ ભોગવે છે. સંસારનો કડવો અનુભવ થયા વિનાનું કોઇપણ કુટુંબ ભાગ્યેજ જોવામાં આવે છે. આ સર્વ અનિષ્ટ ફળનું કારણ ન્યાતીભેદ અને મમતથી થયેલાં નાતોના નાનાં નાનાં તડ છે. **સુરત શેહેરમાં મોઢ વાણીઆના દશ તડ કે ન્યાત શી? પોરવાડ-શ્રીમાળીની છ ન્યાત કે તડ શાં?** સઘળાં વણીક બંધુઓના દુઃખ નીહાળી જોઇ એ તડ તોડવા જેટલી **હીંમત** ધરી સંસારને સુખમય કરવા સારૂ નીચેની યોજનામાં અનુમત થાઓ.

૩૮. આ યોજના ચાલુ થાય તો વર કન્યાની સંખ્યા લગભગ સરખી થાય એટલે વર કે કન્યાની છત કે અછતથી આ પુસ્તકના

આગલા ભાગમાં કહેલી અસંખ્ય ઉપાધી અને દુઃખ ઉત્પન્ન થાય નહિ, સગાનો સંબંધ નડે નહિ અને ધર્મ તથા નીતિવાળા અંકુશિત ન્યાતિ નિયમો વિદ્વાન અનુભવિઓને હાથે બાંધેલા હોવાથી સંસારી ખટપટોના ઝઘડા થાય નહીં. વળી આ નવા મંડળમાં પેઢીવાર ઉતરી આવેલાં વેર, ઝેર કે કુસંપ હોય નહિ તેથી બધા ગૃહસ્થો એક દીલથી ન્યાતના છોકરા છોકરીને **નૈતિક, ધાર્મિક, માનસિક, શારિરિક, આર્થિક અને વ્યવહારૂ કેળવણી** આપવા ઉત્સુક રહે, અને એક બીજાના સુખ દુઃખમાં ભાગ લે, અને જે અનેક ઉપાધિઓએ જન્મ લીધો છે તે ઉપાધિઓ, મંડળે નીતિના પાયાપર બાંધેલા નિયમોથી, નષ્ટ થાય, એ બનવા જેવું છે. કેટલાક જ્ઞાતિ બંધુઓ મનપર લઇ જરા હિમત પકડી બહાર પડો એટલી વાર છે. માટે જુનાં મેલાં લુગડાં બદલી નવાં સ્વચ્છ લુગડાં પેહેરવા તત્પર રહો છો તેમ સમગ્ર વૈશ્નવ વણીક જ્ઞાતિ મંડળમાં **દાખલ થવા અનુમતિ આપશો.** હવે તમારામાં જ્ઞાનરૂપી સમૃદ્ધિ વધી છે. **વિલાયત જવું-દરિયાપાર જવું-પરદેશ ગમન** એ શાસ્ત્ર અને ધર્મ વિરૂદ્ધ માન્ય છતાં, આપણા સુરતના વણીક મ-હાજને તેમ કરવા છુટ્ટી આપી છે, તો આ સંસારને-સુખનો સાગર-સુખમય બનાવનાર **ધર્મ કૃત્ય** કરવા માટે **સૌએ તૈયાર થવું જોઇએ. એમાં કાંઇ બીહીવાનુ નથી. એમાં કાંઇ અધર્મ કે ધર્મ વિરૂદ્ધતા નથી. એમાં કાંઇ નામોશી નથી; એમાંજ આપણા લોકોનું શ્રેય સમાયલું છે.** તેથી-તેમજ આ ફેરફારનો જમાનો છે, આપણે ફેરફારના યુગમાં રહીએ છઇએ. 'બાપના કુવામાં ડુબી મરવું' એ શાસ્ત્રોકત વાકય નથી, સમય અને પ્રસંગને અનુ-સરી આપણે આપણા રીત રીવાજોમાં, અને રેહેણી કરણીમાં યોગ્ય

ફેરફાર કરવો જોઇએ. 'જુનું એટલું સારૂં અને નવું એટલું ખરાબ' એ વિચાર છોડી દઇ હવે લોકો નવા ખાન પાન, નવા પોશાક, નવા રીવાજ અને નવી ફેશન સ્વિકારે છે. હવે નાની ન્યાત રૂપી કુવામાં રહેનાર દેડકા જેવી સ્થીતિમાં રહેવાનું છોડીને નવી, નિયમિત, **સદ્** વિચારવાળી અને સુવ્યવસ્થિત ન્યાતિ મંડળમાં રહેવાનું **ઘણાંને** પસંદ હોય છે. પણ એવાં ન્યાતી મંડળ હૈયાતીમાં નથી, તેની ખોટ પુરી પાડવા **"સમગ્ર વૈશ્નવ વણીક જ્ઞાતિ મંડળ" સ્થાપવામાં આવે તો તેમાં** ઉપર વર્ણવેલી સુધારણાવાળા ઘણા **ગૃહસ્થો દાખલ થાય.** અને હાલની સુધરેલી **સીસ્ટમ** પ્રમાણે ન્યાતિ નિયમો વગેરે બાંધી સુખ સમૃદ્ધિ વધારી શકે. તે માટે એવું મંડળ સ્થાપવાની જરૂર છે. માટે ઉપલા વિચારોને અનુમોદન આપી " **સમગ્ર વૈશ્નવ વણીક જ્ઞાતિમંડળ** " માં દાખલ થવા માટે જે વૈશ્નવ વણીક ગૃહસ્થો આતુર હોય, તેઓ પોતાના **નામ, ન્યાત, ઠેકાણું** અને **પોતાના કુટુંબમાં હોય તો કુમારા છોકરા છોકરી કેટલા છે તે** તાકીદથી **નીચલે સરનામે લખી મોકલવા તસ્દી લેશો. આપનાં નામ હાલમાં કોઇને કહેવામાં આવશે નહિ.** પણ આપના જેવા ઘણા ગૃહસ્થોનાં નામ વગેરે મળવાથી **સંવત** ૧૯૭૪ નાં નવા વરસમાં આપ સઘળાની એક મીટીંગ બોલાવી મંડળના સંસારને સુખમય કરવા સારૂ ધર્મ અને નીતિવાળા યોગ્ય અંકુશિત નિયમો નક્કી કરી **" સમગ્ર વૈશ્નવ વણિક જ્ઞાતિ મંડળ " સ્થપાશે;** અને **તેમાં અનેક બીજા ગૃહસ્થો પાછળથી દાખલ થશે** તેમ તેમ સમુદાય મોટો થતો જશે. તેથી ' संघे शक्ति कलौ युगे ' એ **શાસ્ત્ર** વાક્ય પ્રમાણે નવું જ્ઞાતિમંડળ બળવાન થતું જશે. માટે આ **તક** ચુકશો નહિ; એજ મારી વિનંતી છે.

૩૯. **કોન્ગ્રેસ અને હોમરૂલ લીગના** આગેવાનોએ બત્રીશ કરોડ માણસની વસ્તીવાળા આખા હિંદુસ્તાનના હિંદુ, **મુસલમાન અને પારસીઓને હિંદની ઉન્નતિ** તથા સ્વરાજ્યની બાબતમાં એકવાર બનાવી દીધા છે, તે પ્રમાણે સુરત શેહેરના વણીક **વિદ્વાનો અને આગેવાન શ્રીમંતો, પ્લીડરો** અને **લીડરો**! તમે માત્ર સમજુક વૈશ્નવ વણીક બંધુઓને તો **સહજ** એકતાર કરી શકશો એવી આશા છે. વળી–ઇંગ્રેજ સરકારના **અસંખ્ય** નાના મોટા કાયદા કાનુનોના પ્રતાપે તેની કરોડો માણસોની બનેલી પ્રજા સલાહ શાંતિમાં રહી સુખ ભોગવે છે; પણ આપણા લોકોની કજીઆળી ન્યાતોમાં કોઇ પણ જાતના નીતિ રીતીને લગતા કાયદા કાનુનો નહી હોવાથી આપણા લોકોના સંસારમાં દરરોજ ઘેરઘેર ખટપટ અને કજીઆ, કંકાસ થાય છે, તે સમજી હવે **સુવ્યવસ્થિત એકતાર જ્ઞાતિ મંડળ બનો; પ્રતિજ્ઞા સાથેનો દસ્તાવેજ કરો; દરેક નાની મોટી બાબતના રીત રીવાજના કાયદા કાનુનો બાંધો;** અને અમલમાં મુકી તેનો ભંગકરનારનો દંડકરો; દરેક છોકરા છોકરીને નાનપણથીજ ધર્મ નીતિનું શિક્ષણ લેવા ફરજ પાડીને સદાચારી, સાદું અને સરળ જીવન ગાળનાર બનાવો; ન્યાતનું **વસ્તીપત્રક** બનાવો; નિર્બળ, દુ:ખી, અભણ જ્ઞાતિબંધુઓને સબળ, સુખી અને **ભણેલ–ગણેલ** બનાવો ; હાલની પદ્ધતિની સ્કુલોને બદલે **મી. મોહનલાલ કરમચંદ ગાંધી,** તથા **મીસિસ એની બીસેન્ટ પણ** કહે છે તે પ્રમાણે આપણા છોકરાઓને આપણા મનને ગમતી કેળવણી મળે તેમ કરો. ઇંગ્રેજી કેળવણી સાથે જે વાણિજ્ય વટ્ટ એટલે વેપાર કરવાનો આપણો ધર્મ છે તેની કેળવણી આપી **વાણીજ્ય વટ્ટ હાથ કરો;** વગેરે આ સુખના સાધન મેળવવા સારૂ ઐક્યતા

અને સમુદાયની જરૂર છે. પંડિત ગટ્ટુલાલજીએ કહ્યું છે કે:-संघे शक्ति कलौ युगे એટલે કળીયુગમાં સંઘ (સમુદાય)માંજ શક્તિ છે. એ શાસ્ત્ર વાક્ય પ્રમાણે સમગ્ર વૈશ્નવ વણીક ગૃહસ્થો એકઠા એકતાર થઇને જરૂર **"સમગ્ર વૈશ્નવ વણીક જ્ઞાતિ મંડળ"** સ્થાપશો તો તમારી શક્તિ વધશે, નહિં તો કેટલીક ન્યાતો નષ્ટ થઇ ગઇ છે. તેમ જે કેટલીક ન્યાતો નહિ જેવી છે, તે, અને બીજી બધી ન્યાતો પણ ધીમે ધીમે નાની થઇને છેક નષ્ટથઇ જશે.તેમાટે તમો જવાબદાર છો.

૪૦ જેને બાપદાદા તરફથી સારો વારસો મળ્યો હશે, જેઓ પ્રપંચ કે સાહસ કરી આડા અવળા હાથા મારી સારી કમાણી કરી શક્તા હશે, જેઓએ તડકો છાંયો જોયો નહિં હોય, જેઓને પેટે વસતાર (છોકરાં છૈયાં) નહિ હોય, જેઓને દુઃખનું ભાન નહિં હોય, ગોળ વેચનારને માંખીનો ત્રાસ અને ભંગીને ગંધકી સેહેવાની ટેવ પડી ગઇ હોય છે તે પ્રમાણે જેને સંસારના સંકટ વેઠવાની ટેવ પડી ગઇ હોય છે. તેઓને તો આ સંસારના દુઃખનું ભાન થતું નહિં હોય, તેઓ કદિ આ પુસ્તકમાંના લખાણને નજીવું ગણશે. તેઓ કદાચ ખોટી ટીકા કરશે. દેવલોકો યજ્ઞ કરતા ત્યારે દાનવો હાડકાં નાંખી હવનને અપવિત્ર કરતા, તે પ્રમાણે આસુરી બુદ્ધિવાળા માણસો આ યોજનાને ઉડાવી દેવા માટે અનેક ટીકા કરશે, તેની અગમચેતી મળ્યા છતાં **બી વાવ્યું હશે તો વેહેલું મોડું ઉગી નીકળશે** એવું ધારીને લોકહિતાર્થે મેં આ યોજના પ્રસિદ્ધ કીધી છે. તે ધ્યાનમાં રાખી ધરમના કામમાં ઢીલ કરશો નહિ. જેટલી ઢીલ કરશો તેટલી ખરાબી થવાની. અને હજુ સંસારનું જે કાંઇ સુખ છે તે પણ ગુમાવીશું. **તેમ ન થાય માટે આ નવી યોજનાનો સ્વિકાર કરી "સામગ્ર વૈશ્નવ વણીક જ્ઞાતિ મંડળ" સ્થાપશોજ.**

૪૧. ભલા અને ગરીબ જ્ઞાતિબંધુઓના-તેમજ "દીકરી અને ગાય વળાવે ત્યાં જાય" એ કહેવતમા કહેલી ગાય રૂપી રાંકડી છોકરીઓને જ્ઞાતિબંધનને લીધે કસાઇ રૂપી અણઘડો સાથે પણ પરણાવવી પડે છે, તેવી છોકરીઓના હિત માટે નવા સુવ્યવસ્થિત જ્ઞાતિ મંડળ સ્થપાય, તે નીતિધર્મનું શિક્ષણ ફર-જ્યાત કરે, અને બીજાં શેહેરોમાં પણ તેનું અનુકરણ થાય, એવા શુભ હેતુથી આ યોજના ની નકલો છપાવી મફત વહેંચવા સારૂ મેં ૫૦-૬૦રૂપીઆ ખર્ચ્યાં છે અને ઘણો શ્રમ પણ લીધો છે, તો "યા હોમ કરીને પડો ફ-તેહ છે આગે" એ વાત યાદ રાખી આપ ગૃહસ્થો એકેક પેસાના કાર્ડ ઉપર આપનો સહાનુમતિપત્ર, આપના નામ, ઠેકાણાં, ન્યાત અને હોય તો તમારાં કુંટુંબમાં કુમારા છોકરા છોકરી કેટ કેટલા છે તે સર્વ હકીકત મારા ઉપર લખી મોકલીને ;આ યોજનાને પુષ્ટિ આપવા જેટલી તસ્દી તો લેશોજ. બીહીકણ માણસો ને સાહાસિક માણસોના ટેકાની જરૂર હોય છે, માટે સમજુ ગૃહસ્થો વિલંબ કરશો નહિ, એવી આશા રાખનાર

જ્ઞાતિ શુભેચ્છક-

**પરભુદાસ નાગરદાસ કીનારીવાળા.**

**લોકહિતેચ્છુ સભાના મેમ્બર.**

ઠે. સૈયદપુરા, બોરડીશેરીને નાકે, ટાંકીપાસે-**સુરત.**

**સમાપ્ત.**

---

**આ ચોપડી બીજીવખત વાંચીજઇ સાચવી રાખશો.**

# વધારો.—મંત્ર.—જરૂરીઆત.

તા. ૨૧-૧૧-૧૭ના " પ્રજા પોકાર " માં લખ્યું છે કે " નડીઆદની વીશા ખડાયતા વણીક ન્યાતના વકીલ મી. ગોકળદાસ તલાટી હાલના જમાનાને અનુસરી સુધરેલા ધોરણ ઉપર વણીક ન્યાતોનું નવું બંધારણ કરવાનો ઇરાદો રાખે છે અને તે કાર્યમાં અત્રેના (સુરતના) મી. નાથાલાલ લલ્લુભાઇ વકીલનાને મદદ કરવા જણાવ્યાથી તેઓએ વણીક મહાજનની કમીટીમાં મી. તળાટીનો પત્ર ફેરવી તેમનો અભિપ્રાય જાણવા માંગ્યો છે." ગૃહસ્થો ! ઉપલું લખાણ શું સુચવે છે ? હાલની ન્યાતો સુધરેલા ધોરણ પર નથી તેથી નવા બંધારણ વાળી ન્યાતની જરૂરીઆત સુચવે છે.

વળી મુંબઇમાં આર્યન બ્રધરહુડની ત્રીજી કોન્ફરન્સમાં તેના પ્રમુખ મી. ગોકળદાસ કાહાનદાસ પારેખે લંબાણ ભાષણમાં કહ્યું 'તું કે " હીંદુ જન સમાજમાં જે ભીન્ન ભીન્ન ન્યાતીઓ રહેલી છે તેજ પ્રગતીમાં અડચણ કારક છે, ગુજરાતમાં ન્યાતીઓથી અગણીત નુકશાન થાય છે. ગુજરાતના જેટલી ન્યાતીઓ હિંદના બીજા કોઇ પ્રદેશમાં નથી. અગણીત જ્ઞાતિઓને લીધે છોકરીઓને પરણાવવાની હદ તદન ટુંકી થઇ જાય છે. કેળવણી, વય, પૈસો વગેરે સ્થીતિ જોવાતી નથી. મન વગરનાં ફરજયાત લગનો થાય છે. સામસામા લગનના સાટાં કરે છે. અને કન્યાઓને માટે લાખ્ખો રૂપીઆ ખરચે છે. આ સર્વ માણસોની સ્વતંત્રતા ઉપર હાથ નાંખે છે. સ્ત્રીઓના જીવનને તેઓ બાળ લગ્નથી નાશ કરે છે. લગભગ ૩/૪ ભાગની વસ્તી સબડતી, દુઃખી અને તીરસ્કારયુક્ત છે. તેઓની તે સ્થીતી માટે બધા જોખમદાર છે. બુદ્ધિથી પણ ન સમજી શકાય એવી જાતના કાયદા ન્યાત બાંધે છે. જ્ઞાતિઓથી હજારો અને લાખ્ખો ગેર ફાયદા છે વગેરે વગેરે "—ગૃહસ્થો આ બધા આખેપો તથા ગેરફાયદાને

તમે-આ પુસ્તકમાંની યોજના પ્રમાણે ધર્મપરાયણ સુવ્યવસ્થિત બનીને-નાશ કરી શકશો. હજુ ઉંઘ્યાજ કરશો અને કાંઇ ભરશો નહીં તો-આર્યન બ્રધરહુડ-પ્રીતિભોજન-વાળી તમારા સગા સંબંધીઓ આગળ જતાં જોડાઇ જઇ તમને જશે. બગર ગોધરામાં ગુજરાતી હિંદુ આગેવાનો ઢેડવાડે ઢેડ સભામાં ભેગા થયા હતા તેમ કરતા થશે અને તમારી એ પણ તેવા થવાનો વખત આવશે અને તમારૂં ધર્મનું અ નાશ પામશે. તેમ ન થાય માટે વૈષ્ણવ ભાઇઓ? આપણા શાહ શ્રીમાન સમ્રાટ પંચમ જોર્જે-Hope, Unite and eate એ ત્રણ મંત્ર આપેલા છે તે પ્રમાણે આશા રાખો, થાઓ. અને ધર્મ નીતિની કેળવણી ફરજયાત લેવાની જરૂર પા. આપણા લોકોનો સંસાર સુખમય થશે અને ધર્મનું રક્ષણ માટે 'મારતેકી પીછુ અને ભાગતેકી આગુ' રહેવાનો બીકણ સ્વભાવ છોડો. નહીંતો ઘાંચી ગોલા કરતાં તો પાછળ પડી ગયા છો પણ હવે તો અંત્યજ (ઢેડ) કરતાં પણ પાછળ પડવાનો વખત આવવા લાગ્યો છે માટે હવે ચેતો તો સારૂં. આશા છે કે સુરતની મહાજન કમીટીના મેમ્બરો અને ન્યાતોના આગેવાનો પણ નાની ન્યાતોને એકઠી થવાની ભલામણ કરશો અને સત્ય અ સનાતન ધર્મનું શિક્ષણ દરેક ન્યાતના છોકરા છોકરી લે એવી પાડશો.તો મોટી જવાબદારીમાંથી છુટશો. આ ચોપડી વાં કેટલાકને અનુભવ જ્ઞાન મળશે, કેટલાકને દિલાસો મળશે, કેટ મન કોમળ થશે અને ઘણાંખરાં કુટુંબોના નસીબમાં સુખ મળવાનું હશે તો **સમગ્ર વૈષ્ણવ** વણીક મંડળ સ્થાપવા મત થઇ આગળ આવશો. એમ સમજી સંતોષ માનું છું.

લી. પ્રસિદ્ધકર્તા

Union is strength એકયતા એ બળ છે.

પાંચ આંગળીએ પોંહોંચો સબળો.